જે પ્રભુને ભજવા થકી, નીચ ઉચ કેહેવાય;
ઊંચ ભુલે અભિમાનમાં, નીચથી નીચા થાય. ૪
જે પ્રભુ પાળે વિશ્વને, સાક્ષી પ્રકાશકરૂપ;
મન ઈંદ્રીમાં રાજતો, સંગ વિના છે અનૂપ. ૫
પ્રેરે પાળે સર્વને, યોગ્ય કરાવે કામ;
અળગો રહી વળગે નહીં, પૂર્ણ પ્રકાશક ધામ. ૬
તનને મનને તાજગી, જે રાખે દિન રેણ;
રુપ દેખાડે નેણને, વાંણીને આપે વેણ. ૭
રવિ પ્રેરક થઇ નેણને, સાહે કરે છે જેહ;
દિગપતિ પ્રેરી કાનને, વેણ સુણાવે તેહ. ૮
વરુણનો પ્રેરક જે થઈ, રસનાને દે સ્વાદ;
ભૂપ્રેરક થઇ ઘ્રાણને, આપે ગંધ પ્રસાદ. ૯
ટાહાડું હુનું દાખવે, ત્વગને પ્રેરી વાત;
કર્મેન્દ્રિના દેવને, પ્રેરક તે વિખ્યાત. ૧૦
ચંદ્રાદિકને પ્રેરણા, હૃદય દત્તકે કાજ;
કરિને ચલાવે એકલો, ચૌદ લોકનું રાજ. ૧૧
માયામય બહુ સૂરતો, નવલા નવલા ઘાટ;
ઇચ્છા માત્ર રમાડતાં, લેશ નહીં ઉચ્ચાટ. ૧૨
અકળ કળા જાણી શકે, કોઈ ન એવો કળનાર;
બ્રહ્મા વિષ્ણુ શિવાદિકનો, નવ લાધે કંઈ પાર. ૧૩
ચૈતન રૂપ ભરી રહ્યો, જગમાં બાહાર, મુઝાર;
નજર તો આવે નહીં, નભથી સૂક્ષ્મ અપાર. ૧૪
જ્યાં સુધી લહે દેવને, પૃથિવી કેરો વિકાર;
ત્યાં સુધી તેને નાથજી, કરે ન અંગીકાર. ૧૫
માટે સદ્ગુરુ સેવિયે, શરણ જઇએ તત્કાળ;
કૃષ્ણ વચન ઉર ધારીયે, કેહે ત્યમ ગુરુજી કૃપાળુ. ૧૬
જ્ઞાની ગુરુજન આચરે, સત્ય વચન નિરધાર;
વ્યાપક ચિદ્દ્ઘન નાથનું, ભજન બતાવે સાર. ૧૭
દુષ્ટ ગુણો દૂરી કરે, શુભ ગુણ શીખવનાર;
પામરતાને પાલટી, આપે વસ્તુ અપાર. ૧૮

માને સદ્ગુરુ શીખવે, તેજ કૃષ્ણનો ભાવ;
તે પરમાણે ચાલતાં, ગીતા ભવજલ નાવ. ૧૯
ગુરુ ઉપદેશને પાળીયે, મોટી સેવા એહ;
જેથી પાતક પાંગરે, આવે ભવનો છેહ. ૨૦
પિંડ પુજાવે આપનો, ચિંધે પીતળ પાહાણ;
એવા ગુરુ શિષ્યને મળે, મહા નરકની ખાણ. ૨૧
ગુરુ વચનેથી સાધીયે, સાધન પ્રથમ વૈરાગ;
બીજુ નામ વિવેક તે, જડ ચૈતનનો ભાગ. ૨૨
શમ અંતરની શાંતિ, દમ ઇંદ્રિ જય હોય;
ઉપરતિ વિષયો ઉપરે, મન નવ જાએ સોય. ૨૩
સુખ દુ:ખ સહન તિતિક્ષા, શ્રદ્ધા ગુરુ વિશ્વાસ,
સમાધાન મનમાં રહે, નિજ સ્વરૂપની પ્યાસ. ૨૪
મોક્ષની ઇચ્છા મુમુક્ષુતા, એ સાધન શુભ સાર;
ગુરુ ચિંધે તો આવડે, મોક્ષતણા દાતાર. ૨૫
માટે ગુરુસમ કો નહીં, જગમાં બીજો અન્ય;
જે જન ગુરુ શરણે રહે, તે જનને ધન ધન્ય. ૨૬
જ્યાં સુધી એ આવડે, અંતરંગ સાધન,
ત્યાં સુધી હરિને ભજે, શુદ્ધ કરે નિજ મન. ૨૭
હક નિષ્ઠા રાખે ખરી, ગ્રહે ન ચીજ હરામ;
દાન દયા સત્સંગતિ, અન્ય ભજન નહીં નામ. ૨૮
ચિત્ત સંતોષ પ્રસન્નતા, વિદ્યાનો અભ્યાસ;
મદ મત્સર રાખે નહીં, ચોરી ન ચાડી ન હાસ. ૨૯
કેફી ન કૂસણ આળસ, દીર્ઘસૂત્રી નહીં ચોર;
દુર્ગુણથી ડરતો રહે, મનને રાખે ઠોર. ૩૦
મૃત્યુતણો ભય મનમાં, રાખી ન ગાફલ થાય;
દિન દિન પ્રભુને પામવા, પ્રેમ વધારે જાય. ૩૧
સહુ સાધનમાં શ્રેષ્ઠ છે, સાચે પ્રેમે ધ્યાન;
કરે સચ્ચિદાનંદ બ્રહ્મનું, તો ઝટ થાયે બ્રહ્મજ્ઞાન. ૩૨

## પદ ૭૦ મું.

પરમગુરુ પરમેશ્વર સ્વામી, કરતા ભરતા હર બહુ નામી,
ચૈતન રૂપ પ્રકાશ નિરંતર, વ્યાપક એક કૃપાકર શંકર. ૧

તમ વડિયે રવિ આદિક મંડળ, તમથી વિધિહરિ શિંવ આખંડલ;
દશદિગપતિ વસુ તમથી રાજે, તમથી રુદ્રાદિત્યો છાજે. ૨
ઇંદ્રિય દેવ વિષય રહે તમથી, આજ્ઞા લોપ કરાય ન યમથી;
લોક ચતુર્દશ અજગ રમાડે, નિજ જનને નિજરૂપ પમાડે. ૩

ચૈતન ભિન્ન ન તમથી લાધે, વિમુખ થયે નર ભટકે બાધે;
હું મન વચન કરમથી શરણે, આવિ નમ્યો પ્રભુ અંતઃકરણે. ૪
પાહિ પાહિ ભવતાપ નિવારક, સાત્વિક મતિ દીજે તમહારક;
રાજી હો ત્યમ રાખો જગમાં, પણ મતિ રાખો સદ્ગુરુ પગમાં. ૫

નાથ સ્વરૂપ ન ચૂકું ઘડીયે, શ્વાસો શ્વાસ જપું તમ વડીયે;
ક્ષુદ્ર સ્વરૂપથકી મન ફેરો, દ્યો વિશ્વાસ ચિદાનંદ કેરો. ૬
વ્યાપક રાખું મનમાં ધારી, અન્ય ન વાદ કરે મતિ મહારી;
નાથ પ્રતાપ વધારો તનમાં, વાસ સદા આપો સજ્જનમાં. ૭

જડ બુદ્ધિને જેર કરીજે, અભયદાન નિજ જનને દીજે;
પાપમતિ મનમાંહથી કહાડો, કામાદિકને શાંતિ પમાડો. ૮
દૃઢ વૈરાગ વિવેક વધારો, શમ દમ ઉપરતિ આપી સધારો;
સહન શકિત શ્રદ્ધા પ્રભુ દીજે, સમાધાન સ્વરૂપમા કીજે. ૯

શુદ્ધ મુમુક્ષુપણું પ્રભુ આપો, મૂલ અવિદ્યા બંધન કાપો;
ઘટમાં નાથ સ્વરૂપ નિહાળું, પ્રેમામૃતથી હૃદય પખાળું. ૧૦
જ્યાં જોઉં ત્યાં તમને દેખું, જડ ધાટો મનમાંહે ન પેખું;
ચૈતન આનંદ ઘનમાં ભમતો, દિન પ્રતિ રાખો સુખમાં રમતો. ૧૧

ક્રૂર કટાક્ષ ન સ્વપ્ને ભાળું, રિઝ મોઝ દેતાજ નિહાળું;
સર્વ સૌમ્ય શકિતથી પેખો, મુજને અંગીકૃત કરી લેખો. ૧૨
ઘટઘટથી ભર પ્રેમ નિહાળો, જે જે વચન કહું તે પાળો;
જ્યાં જ્યાં મુજને ગમન કરાવો, ત્યાં ત્યાંથી શુભ લાભ અપાવો. ૧૩

ઉત્તમ ચાલ અહરનિશ આપો, સમજણ દઈને કલેશજ કાપો;
જે જે પ્રેરક પ્રેરો અમને, તે તે ઉત્તમ દોષ ન તમને. ૧૪
રાજી ત્યમ જ્યમ આપ ચલાવો, જગપતિ પર નહીં કોઇનો દાવો;
પણ નિજજન તો કરુણા માગે, મુશકલ કાંઈ નહીં તે આગે. ૧૫

નાથ કૃપાથી આનંદ પામું, ભેદમતિની ભ્રાંતિ વામું;
સર્વ સિદ્ધિ મુજ આગળ સ્વામી, રાખો અનુચરવત શિર નામિ. ૧૬

જય જય અશરણ શરણ દયાકર, ઇચ્છા માત્ર વિરાટ અભર ભર;
જય જય નિદ્રા રહિત ઉજાગર, અમિત કોટી શશિ ગુણસાગર. ૧૭
જય જય જ્ઞાન સ્વરૂપ પ્રકાશી, જય જય અતિવ્યાપક અવિનાશી;
જય જય અનિર્વાચ્ય રહિતોપમ, જય જય નિત્ય પ્રકાશ અલગતમ. ૧૮
જય જય પૂર્ણ પ્રકાશ અભયકર, જય હૃત્કમલ નિવા કુમતિહર;
જય જય ઈશાધીશ સનાતન, જય સચ્ચિદાનંદ બ્રહ્મ સનાતન. ૧૯

---

# ધીરો

એના પ્રસિદ્ધ ગ્રંથ કોઈ નથી. પણ કાફી રાગનાં પુષ્કળ પદો છે. તેમાં વેદાંતના ટેકા છે. તે સિવાય બીજાં પણ શૃંગાર ભકિતનાં પદો પણ છે.

---

## ભકિત પદ સંગ્રહ.

### પદ ૧ લું–રાગ ધોળ.

દમકા ભરોસા મત કર ભાઈ, સાધન કરદા સાઈ;
સાધન કરદા સાઈ, મેં વારી વરયા. દમકા. ટેક. ૧
પાવ પલકકી ખબર ન જાણે, કરે કાલકી આશ;
શીરપર જમડા જડપ રહે, હોયગા જંગલ વાસ. દમકા. ૨
હસ્તી ઘોડા માલ ખજાના, કોઇ કામ નહીં આવે;
અચેત હોકર કબ બેઠા હો, પીછેથી પસ્તાવે. દમકા. ૩

સદ્ગુરૂકે શરણે જાઈ, ચરણે શીશ નમાવી;
આધીન હોકર નીશદિન રહેનાં, જમકી ત્રાસ મિટાઈ. દમકા.
જેઆ આશ જાનેકુ ભાઈ, રહેનેકુ થીર નાહી;
સદ્ગુરુ ધીરા ભગત બતાવે, રાગી ભગવાન ભલાઇ. દમકા.

## પદ ૨ જું-રાગ કાફી.

ભવૈયા ભાવે ભજો બ્રહ્મ રે, ભૂતળ ખેલ ભજાડો;
નૃત્ય કરો નાયક નાયકા રે, રચો આનંદ અખાડો. ટેક.
મન નાયક ન્યાય કર નેકી, અદલ ચલાવો નાવ;
ભાત ભાત ખેલો ખેલ ખાંતે, ભલો દેખાડો ભાવ;
સોહમ્ સરતે રે, આત્મા રમાડો. ભ.
જ્ઞાન ઘુઘરા ઘણુણુણુ ઘમકે, રણુણુણુ રોમ રણકાર;
સણુણુણુ સુર ઝણઝણે, ભણુણુણુ ભાન ભણકાર;
ગડડ મૃદગ ઝડ રે, લાગે ને લોટ ચોંટાડો. ભ.
ભાવ ભુગળો ભલી પેર બોલે, ડોલે શબ્દ સુણી દેશાંત;
તનનન તાન તાલ તમ્બુરા, સુરત નુરત થાય શાંત;
નિજ નામ નરઘાં રે, માન મઞ્જરાં વજાડો. ભ.
ધારી લાખા વેશ લાવો મન નાયક, રિઝ્યો રાજા જ્યોર્તરૂપ;
દાસ ધીર ધણી અકળક ઢળિયા, મોટા કોટિ બ્રહ્માંડના ભૂપ;
મન માની મોજ મળી રે, ધન્ય ઘડી ધન્ય દહાડો. ભ.

## પદ ૩ જું.

અમારે દેશ આવો રે, લહાવો ઘણો લેવાને;
દેહગામ શેહેર સુંદિર રે, સાધો સોહમ્ સેવાને. ટેક.
શેહેરની લેહેર બની નૌતમ નગરી, પંચરંગી બંગલા બિરાજે;
મેહેલ મેહેલ મોતીનાં તોરણ, ઘેર ઘેર વાજીંત્ર વાજે;
નિવૃત્તિનો નાવલો રે, જૂવે તે જોયા જેવાને. અ.
દશ દરવાજા ને પાંચ બારી, છત્રીસ નારી કરે છંદ;
પ્રેમની વાતો સરસ સોહાગણ, માણે સચ્ચિદાનંદ;
પિયુની વાડીમાં રે, દીઠા મીઠા મેવાને. અ.

બાવનબજાર ને ચોરાશી ચૌટાં, ભવન ભવન પ્રત્યે ભાવ;
જ્ઞાન ભમરી ચિત્તને ચૌટે, બની ખૂબી ખેલ બનાવ;
તે નાભિના ઓરડા રે, રાજને રહેવાને. બ.
ઉન્મુની મંદીર અખંડ જ્યોતી ઝળકે, જડ જીવ સર્વની જાત;
શૂન્યમંડળ મળી હંસમંડળી, નિશ્ચેના ઘરમાં નાથ;
ધીર ગુરુ ગાદીએ રે, ભેટ્યા બ્રહ્મદેવાને. બ.

પદ ૪ થું.

સમજ્યા તે સુખ પામ્યા રે, સમ્યા તે સત્ય શેરડિયે;
હરખ શોક સમતુલ્ય રે, અલખ લેહેરડિયે. ટેક.
હસ્તામળ રવિ પ્રકટ્યો ઘટમાં, જળબિંબ જ્યોતિ પ્રકાશ;
સેજ સમાધિ અનહદ ધૂન લાધી, અસિપદ આનંદ ઉજાસ;
અદ્વૈત મગ્ન ઉગ્યુરે, લલુતા પ્રેમ પાંખડિયે. સમ૦ ૧
જ્ઞાન મેડકે કાળ મણિધર માર્યો,મને મોહ દધીના કીધા અહાર;
અજ અનુભવે આભ શોષ્યો, બગબુદ્ધિએ માર્યો અહંકાર;
તૃષ્ણા સિંહ નાઠો રે, સંતોષ શ્વાન ચઢયો કડિયે. સમ૦ ૨
હરિનામ નાવે ઉદક ત્યાં ન ચઢિયું, ચરુ અસત્ય સત્ય ચૂલ;
અસવાર અધર્મ ધર્મ તુરગમ, અસ્વારી ઉલટ અમૂલ;
ક્ષમા દયા દોડાવી રે, ક્રોધ કામ બાંધી બેલડિયે. સમ૦ ૩
પોતાના બનાવ્યા પોતે પ્રકટ્યા, સોનાએ ઘડ્યો સોનાર;
કીડી કુંજરને નાચ નચાડે, એમ કાદવે કીધો કુંભાર;
ધીર ધણી ભેટ્યા રે, પ્રકટ્યા ઘટ પ્રેમ ઝડિયે. સમ૦ ૪

પદ ૫ મું.

અકળ ગતિ તારી રે, પૂરણ બ્રહ્મ બ્રહ્મચારી;
તારો મર્મ ન જાણે રે, જોગીંદ્ર મોટા જોગધારી. ટેક.
અકળ ગતિ તારી અલબેલા, મર્મ નવ જાણે ભેદ;
કર્મ દાન દયાળ દાખલા, હાર્યા વિરચીના વેદ;
પાછા વાળી લાવ્યા રે, અસમાને ઉતારી. અકળગતિ. ૧
જગ્યયજ્ઞમાં હરિએ અવનિ માગી, લઘુરૂપ ગોપાળ;
વામનરૂપ ધર્યું પાતળિયે, બળિને ચાંપ્યો પાતાળ;
પ્રભુ પેર ન જાણી રે, પ્રતિહાર રહ્યા પાલી. અકળગતિ. ૨

પાણીમાં પાળ બાંધી પુરુષોત્તમ, રાવણ હણ્યો તત્ખેવ;
દશ મસ્તક હરિએ હાથે હણ્યાં, એવા દેવાધી દેવ;
જાનકીને લાવ્યા રે, રામાવતાર ધરી. અકળગતિ. ૩
કોટિ કૌતુક કર્યાં કૃષ્ણજીએ, દાવાનળ પીધો દયાળ;
ધણી ધીરાના ધીરજવંત છો, ગોવર્ધન ધર્યો કૃપાળ;
કાળિનાગ નાથ્યો રે, ઉપર કરી અસવારી. અકળગતિ. ૪

## પદ ૬ ઠું.

હોલો હોલી કહે છે રે, પ્રભુજી મારી વ્હારે ચઢો;
બચ્ચાં મારાં માંહે રે, તળે આવી બીજા ખડો. ટેક.
બાણ તાણીને ઉભો પારધી, ઉપર આવ્યો બાજ;
પોલારમાંથી સર્પ નિસરિયો, તેને તો સરી ગયાં કાજ;
ગરુડનો ગામી રે, હરિ બિરદદાર બડો. હોલો. ૧
વિનતિ સુણી વિઠ્ઠલ પરવરિયા, સાપ માંહે નિરવાણ;
ભિલને ડેસતાં પારધીના, તત્ક્ષણ લીધા પ્રાણ;
બાણ ત્યાંથી છૂટયું રે, બાજ આવી હેઠો પડયો. હોલો. ૨
જૂઓ હરિ કેવા સંકટ મોચન,બચ્ચાં બચાવ્યાં કૃપાળ;
કાળું કરનારનું કરતો કાળું, એવો એ દીન દયાળ;
કાળનો કાળ કાળોરે, પ્રલ્હાદની વ્હારે અડયો. હોલો. ૩
કઠણ વેળાએ કારજ કરશે, ભજન કરો ભય જાય;
સ્વામી સેવાનું ફળ અમોલે, અંત સમે કરે સહાય;
થાય હરિ ઉભોરે, કદી કાળ સામો તડુકયો. હોલો. ૪

## પદ ૭ મું.

અધનો નાસે આટલો રે, રણછોડ તમે રમો રમો;
દેવ ડાકોરનો ઠાકોર રે, મન ક્રમ વચને નમો નમો! ટેક.
બોડાણાનું બિરદ પાળવા, ગોકુળ કરી ગુજરાત;
લાવનારને વૈકુંઠ આપી, હરિ ડાકોરના થયા નાથ;
હવે ભાવતાં ભોજન રે, જુગતે જમો જમો! અધનો. ૧
દ્વારામતિ પે અતિ અનુપમ, કીધું ડાકોર ગામ;
ચૌદ લોકની ચળકી આણી, કીધું ચાર ધામનું ધામ;
ભગતનું ભાવ્યું રે, દયાળ દુઃખ ખમો ખમો! અધનો. ૨.

અંગે અગણિત પહેરો આભૂષણ, હરિ જેવી ઉપજે રુચી;
વસ્ત્ર વિવિધ જરકશી ઓઢો, પ્રિય પ્રેમીજન શુચી;
ચંદન ભાવનાં ચરચ્યો રે, ભૂલો નહીં સમો સમો! અધનો. ૩
અડસઠ તીર્થના અધિપતિ, હરિ નિર્ધનિયાનું ધન;
રાંકની રિદ્ધ સિદ્ધ રાજ અમારા, ત્રિકમ અપંગના તન;
ગોપીને ગુણીજનરે, ગોવિંદ ગમો ગમો! અધનો. ૪
અનુભવિયાનો અંતર દેવ તું, રાજ મહારાજ કૃપાળ;
કૃષ્ણ સ્વરૂપે કાળને કરડો, દામોદરજી તમે દયાળ;
સંભાળો સત સ્વામિ રે, દુષ્ટને દમો દમો! અધનો. ૫
અવનિ નભ અપ તેજ વાયુમાં, વ્યાપી રહ્યા રે વિશ્વેશ;
દશ દિશાને સ્થાવર જંગમ, પાતાળ માંહે પ્રવેશ;
ધીર બ્રહ્મદેશ ભૂલ્યા રે, તે ભૂતળે ભમો ભમો! અધનો. ૬

## પદ ૮ મું.

કપોતની કહે છે રે, કંથ મારું કહ્યું કરો;
શિંચાણાનો ભય છે રે, પારધીએ બાણ ભર્યો. ટેક.
અહીંથી ઉડી અળગા રહીએ, આ દેશ તજી ઉપદેશ;
મર્મ વચન પિયુ મારું રે, માનો, અસત્ય નહિ લવલેશ;
પ્રમાદ પ્રભુ મૂકો રે, રાંક વેણ હૃદે ધરો. કપોત. ૧
કપોત કંથ કહે કાયર કામની, હોનાર પદારથ હશે;
શત્રુનું સાલ સેજમાં ટળશે, કરતાનું કહ્યું થશે;
હૃદયે હરિ રાખો રે, કૃષ્ણ કૃષ્ણ મુખે ઉચરો. કપોત. ૨
જીવ જાયે ઘટે ઘટ ગોવિંદ, પલકે અંક પ્રમાણ;
ડગમગતા તમે દિલથી રે ટાળો, સંભારો સારંગપાણ;
ચિંતા ન રાખો રે, દિલથી ના ડરો ડરો. કપોત. ૩
અહી ડસ્યો પારધીને પાયે, તૂટયો બાણ તેવાર;
ઉડયું શીર શિંચાણા કેરું, એવા કૃષ્ણ કૃપાળ કરતાર;
ભાવે ગુણ ભાખો રે, ભવજળ તરો તરો. કપોત. ૪
તન તરુવર પ્રાણ પંખીડો, નિવૃત્તિ કપોતની નાર;
અહંકાર અહી અને જરા પારધી, ક્રોધ શિંચાણો નિર્ધાર;
ધીર મુકુંદ મધુસૂદન રે, પલક ન રાખો પરો. કપોત. ૫

## પદ ૯ મું.

સ્મરણ કરો શ્યામનું રે, જેનું નામ છોગાળા;
વારી જાઉં મુખપર રે, કાનડ કપટી કાળા. ટેક.
મુસ્તકે પાઘ ને કલગી તોરો, કુંડળ ઝળકે કાન;
ભાળ તિલક કર્યું કેસરી, શોભે છે ભીનેવાન;
આદ્ય અનાદ્ય રે, રાજ ઘણું રૂપાળા. સ્મરણ. ૧
દોરો કંદોરો ઝાંઝર લંગર, કનક બાજુબંધ બાંધે;
કંઠે લેઉં હાર હીરાનો, મળી સોના સાંકળી માંયે;
ઉપર આપે રે, મુગતાફળ માળા. સ્મરણ. ૨
પીળાં પીતાંબર જરકશી જામો, ઓઢી ઉપરણી અમૂલ્ય;
પટકેને લટકે મન મારું અટકે, નહીં કોઈ નાથ સમતુલ્ય;
ભયભવભંજન રે, ભક્ત પ્રતિપાળા. સ્મરણ. ૩
સોલ કળાવંત શ્યામ સ્વરૂપી, ધરો શોભીતા શણગાર;
નખશિખસુધી નંગ જડિયાં, તેનો કહેતાં ન આવે પાર;
દેવને દુર્લભ રે, નયણાં ભરી ન્યાળ્યા. સ્મરણ. ૪
એ પ્રભુરૂપ અંતરમાં દેજો, વળી વધારજો પ્રીત;
ધીરાને સદ્‌ગુરુ પ્રતાપે, અંતર દરશન દેજો નિત્ય;
પરસન થઇ ભક્તિ રે, દ્યો ઠાકોર ડાકોરવાળા. સ્મરણ. ૫

## પદ ૧૦ મું.

અમારી અરજ સુણીએ રે, ગરવા ગુરુ બ્રહ્મજ્ઞાની;
સંશય સર્વ ટાળો રે, ગુરુજી આતમજ્ઞાની ટેક.
દીન બાળ હરિ શર્ણું તમારે, કોને કહે ગુરુ મારા;
પ્રશ્ન પૂછી કોને પાગે પડે એ, સચરાચર અવિધારા;
ભ્રમણા હરિ ભાંગો રે, જ્ઞાની માની અજ્ઞાની. અમારી. ૧
હરિહર હરખ્યા ગુરુજી ગરવા, ધરવા જાઇએ કિનું ધ્યાન;
નૃત્ય ગુરુ જેણે નારદ કીધા, તે પૂછે શું અન્યને માન;
તાન તાલ વિચારે રે, મહન્ત ગુરુ માની માની. અમારી. ૨
મોક્ષનું સાધન કર્મ હશે કે, જ્ઞાન હશે મહારાજ;
કે જ્ઞાન કર્મ મળી બે હશે, એ સંશય નિવારો રાજ;
ભ્રમિત થઇ ભટકું રે, મિથ્યા હું માણી માણી. અમારી. ૩

નિશ્ચે કરી તમે નાથ નિરંજન, બોલો બોલો બિરદાળ;
ત્રણ પક્ષમાં કહો ચક્ષ મિંચી, હરિ કિયો હશે રસાળ;
ધીર ધરે ધારણ રે, જોગદેવ જાણી જાણી. અમારી. ૪

પદ ૧૧ મું.

સુંણ શિષ્ય શાણા રે,તારી ભાંજું ભ્રમણ મતિ;
બુદ્ધિને અનુસારે રે, ગાજીને કહું જેવી ગતિ. ટેક
જેમ કેરીથી આંબો થયો ને, આંબાથી થઈ કેરી;
મેરીએ તો મર્દજ ઘડિયો, મરદે ઘડી ભાઈ મેરી;
ન લેં'રી જળ જૂદા રે, એકમેક વતી વતી. સુંણ. ૧
નભચર કેરી ગતિ ન થાયે, વિના બંને બે પાંખ;
ત્રયલોક કયમ દર્સે સંતને, હોય ન જ્ઞાનની આંખ;
પક્ષ એક ખોટો રે, જૂઠ નહિ રતિ રતિ. સુંણ. ૨
જ્ઞાન કર્મવડે મોક્ષોપાસન, નહિ એક નિરધાર;
કર્મ મૂકી એક જ્ઞાન ગ્રહે તેણે, ઉતરે નહિ ભવપાર;
વાર વાર કહીએ રે, અમે તો સત્ય મથી મથી. સુંણ. ૩
જેમ જળનિધિ જળધરરૂપે, જળધરરૂપે જળરાજ;
ઉભય મળ્યા વિણ વૃષ્ટિ ન વર્સે, થાય ન સૃષ્ટિનું કાજ;
ધીર વીર ધારો રે, એક શ્રેય નથી નથી. સુંણ. ૪

પદ ૧૨ મું.

સિદ્ધાંત કહો સાંઈ રે, જેની મન માંહિ આંટી;
ઘુંટાય ઘટ ભીતર રે, ઘણા તે દિન કેરી ઘાંટી. ટેક
બ્રહ્મને કહો બ્રાહ્મણ જાણે, જાણે પંડિત પુરાણી;
ન્યાયિક વ્યાકરણી વેદાંતી જાણે, કે જાણે સાંઈ કુરાની;
પુરાણી વચનો રે, જાણે કહો અમી છાંટી. સિદ્ધાંત. ૧
વેદી જોઇએ કે ભેદી જોઇએ, જોઇએ જ્ઞાની કે અજ્ઞાની;
રાય જોઇએ કે રંક જોઇએ, કહો જોઇએ માની કે અમાની;
ધ્યાની ધણી કેરો રે, કે જોઇએ જુવતીનો માંટી. સિદ્ધાંત. ૨
વ્યાજખોર નિરખે હલાલખોર નિરખે નિરખે, રાણી કે મહારાણી;
પટેલ નિરખે કે કોઈ મે'તાજી નિરખે, નિરખે કહેજે બહુ કા'ણી;
જાણીને ઝીણું જોતાં રે, નિરખે જેની ચાલ રાંટી. સિદ્ધાંત. ૩

ઘણા દીનો ધુચાગી ઘટમાં, સંશય નિવારો નાથ;
જો સંશય મિટે નહિ મારો, હરિ લાજે મઝ્યો હાથ;
સાથ સારો શોધ્યો રે, ધીરે બહુ ખાંટી ખાંટી. સિદ્ધાંત. ૪

## પદ ૧૩ મું.

સુંણ ચેલા ચારુ રે, શ્રમણાને પરી કરી;
બ્રહ્મને ભેટે દેવા રે, તેવાને કહું ધ્યાને ધરી. ટેક

સંસાર બંધે બંધાયો જાણે, જાણે મુક્તિ જ્ઞાનવડે;
સમદૃષ્ટિને તૃષ્ણા ત્યાગી, વળિ વિષયાદિકથી લડે;
અડે જઈ એવા રે, ડરે ન કોના ડરચ્યા જરી. સુંણ. ૧
દૃષ્ટાંતવડે સિદ્ધાંત કહું સુંણો, સુંણો શિષ્ય મારા;
જાંબુવાન ક્યાં મનુષ્ય હતો, રિંછ હતો અવિધારા;
ધારા નવ જોઇએ રે, કહું તને ફરીફરી. સુંણ. ૨
હનુમાનજી વાનર રૂપે, વાલ્મીક વાલ્મીક રૂખ;
અસુરરૂપે વિભીષણ રાજા,શુકીએ જણ્યા મોટાશુક;
મુખ જેનું જોતાં રે, જ્ઞાની વડા જાણી હરિ. સુંણ. ૩
તાધ્યાં પિંજારાં જ્ઞાની ગણાયાં, માને જેને બ્રહ્મરાજ;
અત્યજ આદિ પૂજાઇ ગયા સાં, કોહો શું વડાનું કાજ?
રાજ ધીરા રીઝે રે, નવ જૂએ કીડી કેકરી. સુંણ. ૪

## પદ ૧૪ મું.

મન મેવાસી, મગરુરીમાં રહો છો, પણ આખર તમારે મરવું છે;
તિલ તિલ તારે લક્ષ્મીવરની-આગળ, લેખુ કરવું છે. ટેક.
તેં શું પરઠ્યું ને શું પાળ્યું, અહીં આવી ઊંધે ઊંધું વાળ્યું;
જડ બુદ્ધિ જીવ બાધુ ગોતર બાળ્યું-મન૦ ૧
તારાં દશે દ્વાર જ્યારે બંધ થાશે, તારીવ્હારે તે વળતી કોણ ધાશે;
તારે આકાશ અવની એક થાશે-મન૦ ૨
બાની બકરી કસાઇ ઘેર આણી છે, તે તો પોણી પલની પરોણીછે;
એવી તારા અલ્પ આયુષની એંધાણી છે-મન૦ ૩
તારાં નીચાં કરમ નિશ્ચે નડશે, તુજ પાપી શરિરે પેજારાં પડશે;
જમ કિંકરની લાતો જડશે-મન૦ ૪

કાંઇ પુણ્યતણાં પગલાં ભરજો, કાંઇ પરમાથ કારજ કરજો;
દાસ ધીરના ધણીને હ્રદે ધરજો-મન૦ ૫

### પદ ૧૫ મું.

જેને પિયુ મંળવાનો પ્રેમ હોય તે, આવો દેશે અમારેજો;
આડે અર્ણવે ઊતરી, નાવડું આવે છે આરે જો. ટેક.
દૂર બતાવે નાથને, તેને પ્રકટ પાસ દેખાડું જો;
એક સદ્દગુરુની કૃપાવડે, તેને બ્રહ્મલોક પોહોચાડું જો- જેને. ૧
એક અચરજ મારા દેશમાં, ગૌવાં ને સિંહ રમે ભેળાં જો;
અવળાંનાં સવળાં થર્યાં, કરમદીએ લાગ્યાં કેળાં જો. જેને. ૨
એક સદા પુનમ મારા દેશમાં, અમાસ ભુવન નવ આવે જો.
શીત ને તાપ વ્યાપે નહીં, એક બકરો બળદને ધાવે જો. જેને. ૩
એક અમૃત ફળ મારા મુલકમાં, તેના ભોગદારી ત્રિપુરારી જો;
ભરે વારિ દોરી ગાગર વિના, સુરતા સોહાગણ પણિયારી જો. જેને. ૪
એક અઝાડ ઝડે પરજન્ય પડે, પૃથ્વીનાં પડ રહ્યાં કોરાં જો;
પોઢયા હંસરાય ચોગાન ચોતરે, તેને અંગે ન અડકે ફેરાં જો. જેને. ૫
એક કંઠ વિના ગાય નાયકા, ને ચર્ણ વિના તે ચાલે જો;
એક ધીર સખી પિયુ પાસ રમે, મહાનંદ સુખ મહાલે જો. જેને. ૬

# હરીભટ.



વડોદરાનો વતની. સંવત ૧૮૮૫ માં હૈયાત હતો. એણે દાતા હરીનો પંથ ચલાવ્યો છે. એના પ્રસિદ્ધ ગ્રંથમાં દશમલીલા, હાલરડું, તથા કેટલાંક પદો છે.

## સંક્ષિપ્ત દશમલીલા.

### રાગ કાફી.

શ્રી ગુરુ ચર્ણ કમળરે, આદે આરાધુંજી;
સંક્ષેપે દશમ લીલારે, હરીગુણ ગાઉંજી. ૧
સકલ વૈષ્ણવ જનરે, કરુણા કીજીએ;
સરસ્વતી આદી માતરે, વાણી શુભ દીજીએ. ૨
હરીગુણ ગાવાનેરે, અતર ઇચ્છા હવી;
વર્ણવું બીજાપુરીરે, નહીં મોટો હું કવી. ૩
ભાખુ તે બાળલીલારે, ગોકુળ ગામની;
ગાઉં હરીગુણ ગાથારે, શ્રી કેશવરામની. ૪
ભૂતલે ભાર થયેરે, અસુર વાધીયા;
વસુધા સ્વર્ગે ગઇરે, સુરને આરાધીયા. ૫
ઇશ્વર* ઇંદ્ર આદેરે, અમર ટોળે મળિયા;
દયાળને દુઃખ કહેવારે, સભાળવા ક્ષીરત પળિયા. ૬
સુર સૌ સ્તુતિ કરેરે, મુનિવર તપ કરે;
વેદ તણી ધૂનીરે, બ્રાહ્મણ મુખથી ભણે. ૭
અરૂપનું રૂપ ન જાણેરે, વેદ તે શું વખાણે;
બ્રહ્મ અગોચર સાખીરે, રહ્યો વિશ્વને પાળે. ૮

* શંકર.

અચ્યુતાનંદ વાણીરે, અંતરીક્ષથી ઊપજી;
ઘન ગર્જી રહ્યોરે, જાણ સર્વને થઈ. ૯
બોલ્યા દયાળજી રે, કાં દેહ દમન કરો;
મથુરામાં જઈનેરે, અમર સૌ અવતરો. ૧૦
અમે અવતાર લેશુંરે, દેવકી માવડી;
ચારસું ગોપ થઈનેરે, ગોકુળની ગાવડી. ૧૧
વરસ અગીઆર સુધીરે, ગોકુળ વિષે વસશું;
વર્ષ તે બારમે રે, મામાને મારશું. ૧૨
એવો સંકેત કીધોરે, દયાળે દેવશું;
ધરાને મન દુઃખરે, તે ભાર ઉતારશું. ૧૩
સ્વજન સર્વ 'સાથેરે,' અસુરને મારીશું;
દુષ્ટ જે દમતારે, સર્વે સહારીશું. ૧૪
શેષને આજ્ઞા આપીરે, થજો તમે વીર વડા;
દુઃખ પામે છે ઘણુંરે, લોક તે બાપડા. ૧૫
તેડી ત્યાં જોગમાયારે, થજે તું વીજળી;
જશોદા કુખરે,' નંદઘરે દીકરા. ૧૬
હરીની માયારે, જાયે નવ ક્ષણ કળા;
વહાલે સંકેત કરીરે, ગઈ દેવ મંડળી. ૧૭
અમર અવતર્યારે, જાદવ થઈ ઘણા;
સેવક થઈને વર્તેરે, પાપી તે કંસતણા. ૧૮
પરવશ થઈને પ્રજારે, પાપીને પૂજતી;
અધર્મે કંસનેરે, ધરણી ધ્રૂજતી. ૧૯
ન થાયે યાગ યજ્ઞરે, કે યજન બ્રહ્મનાં;
શેવાળે સર્વે વિંટ્યુંરે, દર્શન દેહેરાં દેવનાં. ૨૦
બીજા જે રાજા મોટારે, દેશવિદેશ ચાંપે;
અસુર અન્યા ભર્યારે, કંસથી કાળ કાંપે. ૨૧
વીમાસણ કંસરાયરે, મનમાં કીધીજી;
ભગીની દેવકીજીરે, વસુદેવને દીધીજી. ૨૨
પેહેરામણી ઘણી કીધીરે, મહિમા રાખવા;
બેનને સાસરે વળાવેરે, પોતે રથ હાંકવા. ૨૩
પ્રજા જોવાને મળીરે, લાગી શુભ મુખે કહેવા;
બેનનાં લાડ પાળ્યાંરે, પીતરાઈ ન હોય એવા. ૨૪

શ્રવણે સ્તુતિ સુણીરે, હરખ્યો કંસનો પ્રાણી;
રાયને ચિંતા કરવારે, થઇ આકાશે વાણી. ૨૫
"શું સગાઈને મોહ્યોરે, વળાવે શેરડી;
દેવકી દુઃખદાયીરે, વિષની વેલડી. ૨૬
વીરો થઇને વળાવેરે, જાણે બેન આપણી;
ડંસસે તુને દેવકીરે, થઇને સાપણી. ૨૭
ભગની કેરેડોરે, આઠમો દીકરો;
તે તુંને મારશે રે, બોલ તું માને ખરો."· ૨૮
સાંભળી સ્વર્ગની વાણી રે, કસ કોપે ચડયો;
રાશપરોણો નાંખીરે, રાય પ્રથવી પડયો. ૨૯
રાયજી રોષે ભર્યારે, રાતી થઈ આંખડી;
ચોટલો ગૃહીને તાણીરે, દેવકી રાંકડી. ૩૦
મારવા ખડગ કાઢ્યું રે, જાણે શું વીજળી;
દેવકી પગે લાગે રે, વીનવે લળી લળી. ૩૧
"વિરા શો વાંક મારોરે, મન વિચારીએ;
જેને તમે લાડ લડાવ્યારે, તેને કેમ મારીએ. ૩૨
નમાઈ હું ન બાપીરે, આશરો તમતણો;
પ્રીત કરી પરણાવીરે, હવે મુને કાં હણો?" ૩૩
પ્રજા જોવાને મળીરે, રડે સૌ સુંદરી;
વસુદેવ કરજોડીરે, વીનવે વિનતિ કરી. ૩૪
આણી મેંયે આપવોરે, બાળક એ તણો;
તેને તમે મારજોરે, એને કાં મિથ્યા હણો. ૩૫
વચન સાંભળીરે, કારાગ્રહ રાખીઆં;
હાથે પગે બેડીયોરે, દોહીલાં દાખીઆં. ૩૬
નારદના કહ્યા માટેરે, છોરુ છ મારીયાં;
કંસનાં કર્મ કૂડરે, વહાલે વિચારીયાં. ૩૭
તેડી ત્યાં જોગમાયારે, કહ્યું ત્યાં શ્રીમુખે;
સાતમો ગર્ભ મૂકોરે, રોહીણીજીને કૂખે. ૩૮
પેટ જશોદાતણેરે, જોગમાયા અવતરી;
કંસે તે વાત જાણીરે, ગર્ભ ગયો ઓગળી. ૩૯

આઠમો ભગવાનનો રે, કેવળ કાળ કહીએ;
કંસ રાજાતણો રે, નાશ કર્યો જઈ ભઈએ. ૪૦
દેહ દેવકીતણો રે, તેજ ઘણું કરે;
અંધારા મંદિરમાંહે રે, મણીની જ્યોત ફરે. ૪૧
સેવકે જઈને કહી રે, કંસને વાતડી;
રાયજી આવી જૂઓ રે, બેનની જાતડી. ૪૨
કારાગ્રહ કંસ આવ્યો રે, જોયાં ત્યાં ભગની;
દેહ દેવકીતણો રે, દીઠો શુદ્ધ અગની. ૪૩
કપોળે સુરજ તપે રે, વેણીશું વિષ ધરી;
દ્રષ્ટી બે બાણ તાણ્યાં રે, ભ્રગુટી ધનુષ ધરી. ૪૪
દંત બે અધુર ડંસે રે, મરડે બાંહેડી;
હીંડતાં ધરણ ધ્રુજે રે, વાંકી રોમાવળી. ૪૫
દેખીને કંસ ફાટ્યો રે, વેરીડો ઉપન્યો;
ગર્ભ ઘણું બીહાવે રે, બેન સ્વરૂપનો. ૪૬
સૌ રખવાળને તેડ્યા રે, સાચવો ખપ કરી;
બેનને આકરી રે, કરી બધીગરી. ૪૭
રાયને ઊંઘ ન આવે રે, ચિતમાં ચિંતા ભરી;
નિશદિન ફાટ્યો ફરે રે, મનમાં વિષ ધરી. ૪૮
ગર્ભનું રૂપ બીહાવે રે, આંખમાં તમર આવે;
ચિત્ત તો વ્યગ્ર થયું રે, અન્નોદક નવ ભાવે. ૪૯
કુંવર કાળ કેવળ રે, કેમ જાએ કળ્યો;
કંસને કષ્ટ વાધ્યું રે, સુકીને સ્વલ્પ વળ્યો. ૫૦
રાયજી દિવસ ગણે રે, પ્રસવ તે બાળના;
ભૂપતિ વિનય કરે રે, બહુ રખવાળના. ૫૧
ભાઇ રખે ભૂલતા રે, રહો નિશદિન જાગતા;
ચારે પોહોર કરો ચોકી રે, ફરો ઢોલ વાજતા. ૫૨
અવાસે સિસું ઢળાવ્યું રે, પાણનાં પાટીયાં;
સાંકળ ભૂગળ મારી રે, તાળામાં રાખીયાં. ૫૩
પ્રસવની અવધ આવી રે, માસ પૂરણ હવા;
દેવકીએ દીવસ જાણ્યો રે, આવ્યું પેટ દૂખવા. ૫૪

સ્વામિનાથ વિનય કરતાં રે, બોલતાં બીજીયે;
નાયજી વાંકી વેળા રે, લાજ ન કીજીયે. ૫૫
મારે નહી પીયર પાસું રે, સાસુ ને સજની;
કોને કહું વેદના રે, દોહેલી રજની. ૫૬
ઓછાં તપ કરીને રે, અવની અવતર્યાં;
આઠ બાળક હવાં રે, એકો નહીં ઉગર્યાં. ૫૭
હવે શી આશડી રે, મનોરથ મેલોજી;
કાંઇ થકો ઉગરે રે, એ છઇયો છેલોજી. ૫૮
કપરું કર્મ દીસે રે, છુટીએ કેમ કરી;
દુશમાં હુંજ દુઃખી રે, એમ કહી આંખ ભરી. ૫૯
સેવક જઇ જાણ કરશે રે, કંસ ભૂપાળને;
ઝીકશે શિલા સાથે રે, કાળ એ બાળને. ૬૦
પ્રસવે સદ્ય રોશે રે, બાળકની ટેવજી;
રાણીને રોતાં રાખે રે, રાય વસુદેવજી. ૬૧
ઘરુણી ઘેલાં થાશો રે, રડી રડી અતિઘણું;
ભોગવી છુટવું રે, કર્મ પોતાતણું. ૬૨
કીધું હરીનું થાશે રે, જે વાત હોય ભાવી;
વાત સુખ દુઃખની કરતાં રે, બેઉને નિદ્રા આવી. ૬૩
અષ્ટમા બાળક સમે રે, વેળા છે કષ્ટની;
શ્રાવણ માસની રે, અંધારી અષ્ટમી. ૬૪
ગર્ભની સ્તુતી કરવા રે, આવ્યા અમર મળી;
શીવ બ્રહ્માજી આદે રે, ગતી ન જાયે કળી. ૬૫
નારદ વિણા વાય રે, નૃત્ય કરે અપછરા;
વાજે વાજિંત્ર ઘણાં, ઘમકે ઘૂઘરા. ૬૬
ન જાણે કંસના દાસ રે, માયા જે દેવતણી;
કારાગ્રહ ઉપર આવી, સ્તુતી કીધી ઘણી. ૬૭
અમો સૌ આતુર બોલું, પામીને ખેદના;
કંસનો વધ કરોની, વહેલાજી એ વેદના. ૬૮
ગર્ભની સ્તુતિ કરે રે, અગમ નિગમ હરિ;
રૂપ અરૂપ ધરી રે, પ્રગટો દેહ ધરી. ૬૯

પ્રજાપતિ પચમૂખેરે, નમે છે ફરી ફરી,
શેષ સહસ્ર મુખેરે, વિનવે સ્નેહ ધરી ૭૦
ગગને વાચા હવીરે, જાઓ ધીરજ ધરી,
હવડા ઉદે થાશુંરે, મનસા દેહ ધરી ૭૧
અમર સર્વ વળ્યા રે, વેદના વામીજી,
એવે ત્યા દેવકી માતારે, સ્વપનુ પામીજી ૭૨
જાણે પુત્ર પ્રસવ કીધોરે, કારણ રૂપજી,
તેણે અમને છોડ્યારે, મોટી કસ ભૂપજી ૭૩
શુકજી કહે કથારે, રાયજી સાભળો,
એમ ત્યા ઉદય હવોરે, સમરથ સ્યામળો ૭૪
કોણ કોણ કારજ કર્યારે, તે અમને કહો,
સમર્થ ગુરુજીરે, સર્વે તમે લહો ૭૫
સુણ પરીક્ષિત રાયરે, પાડવ વશના,
તુને હરી લીલાનીરે, લાગી છે ઝખના ૭૬
બીજ જુવતી જનકેરેરે, પ્રેમ અવિલોકના,
પારણે પોઢવારે, પૂતના શોષવા ૭૭
મઘવા માન મોડવારે, ગોવર્ધન ધારવા,
કસને મારવારે, ભૂ ભાર ઉતારવા. ૭૮
દાસિ પચાળી કેરીરે, લજ્જાને રાખવા
સખા અર્જુન કેરારે, રથને હાકવા. ૭૯
જરાસધ મારવારે, શિશુપાળ સહારવા,
અધર્મ છેદવારે, ધર્મને ધારવા. ૮૦
પાડવ પ્રતિ પાળવારે, રાય મૂકાવવા,
નદ જશોમતિનારે, મનને લડાવવા ૮૧
મદન કોટી રવીરે, તેજ જેમ જળહળે,
રૂપ પ્રગટ કર્યુંરે, નરહરી નિરમળે, ૮૨
જાગીઆ દેવકીરે, દીઠા દયાળજી,
કોટે કૌસ્તુભ મણીરે, મોતીની માળજી ૮૩
અતિ અણીઆળા લોચનરે, ફુલ્યા અબુજજી
કુડળ લોલ કપોલરે, ચત્વારી ભૂજજી ૮૪

ગદા ને પદ્મ ધારીરે, શંખ સારીંગજી;
પિતાંબર પેહેર્યારે, શ્યામલું અંગજી. ૮૫
દેખીને દેવકીરે, આનંદ પામીજી;
ભવોભવ ગર્ભનીરે, વેદના વામીજી. ૮૬
હાંપૂળી હર્ષ ભરીરે, જગાડ્યા સ્વામીજી;
ઉઠો નાથ મારારે, વેદના વામીજી. ૮૭
જાગ્યા વસુદેવજીરે, દીઠા દયાળજી;
ચતુર્ભુજ ચર્ણે લાગ્યારે, નમાવી ભાલજી. ૮૮
જોડી કર બોલીયારે, સુણો વસુદેવજી;
અમે કરવાને આવ્યારે, તમારી સેવજી. ૮૯
વિષ્ણુ વિશ્વના કર્ત્તારે, પ્રજા પ્રતિપાળજી;
અમે અવતાર લીધોરે, તમારું બાળજી. ૯૦
ઘણાં સુખ પામશોરે, માંડી ઘરસૂત્રજી;
છઉં અમો રામકૃષ્ણરે, તમારા પૂત્રજી. ૯૧
છોરુ છ મારીયારે, મૂરખ મામડે;
મને તમે મેલી આવોરે, ગોકુળ ગામડે. ૯૨
ઉછરશું ગોકુલમાંહે, ગાવડી ચારશું;
વર્ષ તે બારમેરે, મામાને મારશું. ૯૩
તમો આવ્યા પછીરે, સેવક જાગશે;
જમના મારગ દેશેરે, ભોગળ ભાગશે. ૯૪
નંદની નારીએરે, પુત્રી પ્રસવ કરી;
મને ત્યાં મૂકીનેરે, લાવજો એ દીકરી. ૯૫
જશોદા જાણતાં નથી રે, પુત્રી પ્રસવ થઈ;
માટે તમે વેહેલા થઈને રે, પુત્રી લાવો અહીં. ૯૬
એમ ત્યાં શિક્ષા કરીરે, હરી બાળક થયા;
માયાને વિસ્તરીરે, બાળાવસ્થા ભર્યાં. ૯૭
માતાએ પુત્ર જાણીરે, દુઃખડાં વીસરી;
હૃદયા સાથ ચાંપ્યોરે, બેઉ ભૂજ ભરી. ૯૮
લઈ પયપાન કરાવેરે, સુખડું જોઈ હસે;
વાસના પુત્રમાંરે, હરી વાસો વસે. ૯૯

ઘણું આનંદે હુલાવે રે, રમાડે માવડી;
મીઠડાં લઇને રે, મરુ શોભા મુખ આવડી. ૧૦૦
ાલને ચુંબન દેતી રે, હસે મુખ હાલે મોતી;
પાલતાં બીહે માડી રે, હરીને વસ્ત્ર ઓરાઢી. ૧૦૧
ાસુદેવ પુત્ર માગે રે, રાણી આપે નહીં;
ંને નેત્ર માંહેથી રે, જળ ચાલ્યાં વહી. ૧૦૨
ોલી પ્રભાત થાશે રે, શત્રુ રહ્યા અવાસે;
ાણી શું ઘેલાં થયાં રે, કંસને જાણ થાશે. ૧૦૩
ાલણી પુષ્પ આપે રે, તેમજ લીધો બાપે;
ારે આંખડી ઝરે રે, હરી ભયને કાપે. ૧૦૪
આપતાં કહે હું માતા રે, કૃત્રિમ કાંઈ નથી;
પ્રસવ તે મેંજ કર્યો રે, રમાડશે જશોમતી. ૧૦૫
ાલી પુત્ર હુલાવે રે, પ્રસવે પોપટી;
જશોદા ગોવિંદની માતા રે, હું તે શું શોકટી. ૧૦૬
ેલાં દીસો છો ગોરી રે, જાણો છો કંસને;
પુત્ર મુજને આપો રે, જો ઇચ્છો વંશને. ૧૦૭
ગોરીને જ્ઞાન આવ્યું રે, સ્વામી ઉપદેશડે;
ાલાને લેઈ પધારો રે, નંદને નેસડે. ૧૦૮
જાઓ જીવન મારા રે, જશોદા માવડી;
તમારા મુખ સરજી રે, છાશ ને રાબડી. ૧૦૯
પુત્ર લખાવી લાવ્યા રે, ચારવા ગાવડી;
ઉસરડો ગૌ ગોબર રે, કરમાં પાવડી. ૧૧૦
નંદનું ઘર વસાવો રે, પોઢજો પારણે;
જશોદાને ફોગટ ફાંસુ રે, તોરણ બારણે. ૧૧૧
હું તે માવડી મિથ્યા રે, રોઇ રોઇ આંખ જશે;
દીઠી દેવની લીલા રે, પરઘેર મંગળ થશે. ૧૧૨
જશોદા મા કહેવાની રે, સગાઈ મારી ખરી;
મરીજાઉં મીઠડાં કરી રે, વેહેલા ઘેર આવજો ફરી. ૧૧૩
શીખ સ્વામીને દીધી રે, દેવકી ઘણી ડાહી;
પુત્રને આપતી વેળા રે, રાખજે કાંઈ ગુહાઈ. ૧૧૪

અંધારે એક જતાં રે, ન રાખશો કોની તમા;
બાળક જો વાટમાં બીહે રે, કરજો ખમા ખમા. ૧૧૫
આલિંગન દઇને આપ્યા રે, હાથ થકી હરી;
વસુદેવ લઇને વળ્યા રે, ધરા ઢગી સુંદરી. ૧૧૬
સેવક જાણતા નથી રે, મોટું માયા ધારણ;
ઉઘાડ્યાં બારણાં રે, કો ન જાણે કારણ. ૧૧૭
કારણ રૂપ દીસે રે, છોકરો છેલ્લોજી;
જળ બિંદુ નવ અડે રે, વરસે મેહુલોજી. ૧૧૮
વસુદેવ જાણતા નથી રે, શેષે ફેણા ધરી;
નદીએ માર્ગ આપ્યો રે, ચાલ્યા રાય ઉતરી. ૧૧૯
કહ્યું તે સાચું મળ્યું રે, ઉપન્યું વહાલજી;
હળવે હળવે ચાલે રે, રખે આવે આલજી. ૧૨૦
યમુના અંગુઠે ટાંપે રે, કે છોલો મારતી;
વસુદેવ મન બીહીતા રે, કરે મન આરતી. ૧૨૧
ગોકુલ માંહે પધાર્યા રે, ઉઘાડ્યાં બારજી;
જશોદા જાણતી નથી રે, જે પ્રગટી બાળજી. ૧૨૨
સ્યામ સેજે સુવાડ્યા રે, રાય રોયા ઘણું;
વહાલા વીસારશોમાં રે, સગપણ આપણું. ૧૨૩
દેવ દીકરાને મેલી રે, લેઈ જાઉં દીકરી;
સામું રતનને મેલી રે, લઉં છું ઠીકરી. ૧૨૪
હરી પોપટને મૂકી રે, લઈ જાઉં કાગડી;
વહાલા જો વિલંબ કરશો રે, મરે તુજ માવડી. ૧૨૫
વહાલા વીસારશોમાં રે, આંગણું આપણું;
મારા મન કેરા ઠારણ રે, ઘણું શું હું ભણું. ૧૨૬
મારા સ્યામ સલુણા રે, મથુરાં આવજો;
અમો બેઉ દંપતીને રે, માવ મૂકાવજો. ૧૨૭
બાંધે કન્યાને નાંખી રે, ચાલ્યા રાય શ્રમ કરી;
કારાગ્રહમાંહે પેઠા રે, ભીડયાં દ્વાર ફરી. ૧૨૮
કન્યા દેવકીએ લીધી રે, રોવાને લાગીજી;
રખવાળ ભડકી કરી રે, ઉઠયા તે જાગીજી. ૧૨૯

કંસને જાણુજ કીધુરે, ધાયો ભૂપાળજી;
દેવકી ના ના કીધીરે, બળે લીધી બાળજી. ૧૩૦
વીરા એને શું મારોરે, બાળા એ જીવડો.
રેહેવા દે કુળ અમારેરે, દીકરી એ દીવડો. ૧૩૧
દુષ્ટને દયા નહીંરે, કરવા નાશજી;
શિલા સાથે ઝીકતાંરે, ઉડી તે આકાશજી. ૧૩૨
અંતરીક્ષથી જૂએ રાજારે, બોલતી બાળજી;
ધાસકે ધરણુ પડયોરે, કંસ ભૂપાળજી. ૧૩૩
કન્યા થઇ વીજળીરે, ગગને ગડગડે;
મામા તારો મારનારોગે, ગોકુલ ગામડે. ૧૩૪
રાયને ચિંતા થઇરે, છોડ્યા વસુદેવજી;
છોડીયાં દેવકીરે, કરે કંસ સેવજી. ૧૩૫
શુકજી કહે કથારે, પરીક્ષિત સાંભળો;
એમ ત્યાં ઉદય હવારે, સમરથ સ્યામળો. ૧૩૬
ગોકુળની કહું કથારે, વ્યથા ગઈ સહુ;
ગગન ગરજી રહ્યુંરે, પુષ્પ વૃષ્ટી બહુ. ૧૩૭
પનોતી પ્રેમદારે, જાગી જે જશોમતી;
પાસામાં પુત્ર દીઠોરે, ત્રિભુવનનો પતિ. ૧૩૮
જેમ આકાશમાંહેરે, શશિ હોય નિરમળો;
તે થકી અધિક શોભેરે, સેજાએ સ્યામળો. ૧૩૯
ઘરમાં તેજ ઘણુંરે, કીધા કોટી દીવડા;
નંદને કહે જશોદારે, ઉઠોને પિયુડા. ૧૪૦
કંઇ કંઇ સબળ સારુંરે, સુફળ જીવ્યું મારું;
ઉઠો જુઓ અજવાળુંરે, વસ્યું છે ઘર તમારું. ૧૪૧
જાગીઆ નંદજીરે, નાથજિને નિરખીયા;
હરીમુખ જોઈ જોઈરે, હઇડે હરખીયા. ૧૪૨
શ્રાવણ માસ સુંદરરે, રાત સોહામણી;
તીથી છે અષ્ટમીરે, નક્ષત્ર છે રોહીણી. ૧૪૩
પાછલી બે ઘડીરે, નિશા આનંદની;
મહાફળ પુણ્યે પામ્યારે, શ્રી ગોકુળચંદની. ૧૪૪

નદ આનંદે 'નહાયારે, કુશળી કાનજી;
મોટે મનડે કરીરે, માંડ્યાં છે દાનજી. ૧૪૫
સવત્સી વિપ્રનેરે, આપી લક્ષ ગાયજી;
સાતભાર સુવર્ણરે, આપ્યું હર્ષે રાયજી. ૧૪૬
મુક્તાફળ માણેકરે, હીરા ઝવેરજી;
નંદજી પોતે આપેરે, પુત્રની ખેરજી. ૧૪૭
આનદ ઘેર ઘેરરે, દુ ખ દારિદ્ર હર્યાં;
ગાવાને ગુણ ગાયારે મહિઆરા ટોળે મળ્યાં. ૧૪૮
હરખે મલપતિરે, મહીડા ઢોળતી;
માહોમાહે દધી છાંટેરે, પથે અગોળતી ૧૪૯
કુંકુમ રોળ કાદવરે, દધિનો બારણે;
પકજ પોયણ બાંધ્યાંરે, પ્રભુજીને પારણે ૧૫૦
મહુવર વીણા વાજેરે, ઢોલ નીશાનજી,
બીજના લોકને વહાલોરે, પ્રાણપે કાનજી. ૧૫૧
પુષ્પની વૃષ્ટી થાયરે, નંદજીને આંગણે;
હાથા ત્યા કુંકુમ કેરારે, નદજીને બારણે. ૧૫૨
ગોકુલ વૈકુંઠ જેવુંરે, તેમ વીરાજતું,
બીજપુરને દેખીનેરે, સ્વર્ગ ત્યા લાજતુ. ૧૫૩
જેણીયે જેમ સાભળ્યુરે, તે તો તેમ નીસરી;
અવળા પાધરણ પેહેર્યારે, ભૂષણ વીસરી. ૧૫૪
જીવન જોવા સરખોરે, જશોદાને પેટજી,
ભામની ભાવ ભરીરે, લાવે બહુ ભેટજી. ૧૫૫
જામે ઝવેર જડયારે, ઝગે તાસ ટોપીજી,
ઝુમતા ઢળકતારે, ઝળકે મોતીજી. ૧૫૬
ચિત્રામણ હંસ મોરરે, લખ્યાં છે ટોપીએ;
ફરતી ઝાળરે, કોરણ બહુ ઓપીએ. ૧૫૭
હીરાગળ ગોદડીરે, ભર્યાછે લાછા જતનકરી,
શોભતા સાકળારે, પગે છે લચરી. ૧૫૮
હાથે હાથસાંકળારે, પ્હોંચી ને બેરખા;
કાને કુંડળ શોભતારે, હાવરી હીરા લેરખાં. ૧૫૯

કોઈ કંદોરા લાવે રે, મોતીની ધૂઘરી;
એણી પેરે ભેટ લાવેરે, ભામનીભાવે ભરી. ૧૬૦
રોગ દોષ ને કલેશરે, ગોકુલના સૌ ગયા;
બીજ વૈકુંઠ કીધુંરે, નાથ ઊદે થયા. ૧૬૧
પ્રથમે પૂતના સોધીરે, શકટ હણ્યો નાથે;
વત્સાસુરને પછાડ્યોરે, પાડ્યો કુળ સાથે. ૧૬૨
પ્રલંબ પ્રધાન માર્યોરે, અઘ ઉતરડીયો;
બકાસુર ચીરીયોરે, રાસભ ભચરડીયો. ૧૬૩
માંખણ લઈને નાઠોરે, આવી કરજોડીયા;
અનુખલે બાંધ્યો તાણીરે, જમલાર્જુન મોડીયાં. ૧૬૪
જશોદાએ બાંધીઓરે, નંદજીએ છોડીયાં;
ચોરીને માખણ ખાધુંરે, મરકટ રમાડીયાં. ૧૬૫
નહાતાં ચીર હર્યાંરે, બીજને સુખ પમાડીયાં;
ગોપીને ક્રીપા કરીરે, લાડ લડાવીયાં. ૧૬૬
પાવક પાન કીધુંરે, કાલીને નાથીઓ;
રમતા દાણલીલારે, હરજી હાથીઓ. ૧૬૭
અન્ન લઈ ભાવ જોયોરે, રુખી પત્ની તણો;
ગોવર્ધન કર ધર્યોરે, મૃગ વાનર હણ્યો. ૧૬૮
એવાર નંદ મૂકાવ્યારે, ટાળી ગોપની પીડા;
ગોપી સૌ કોમળ કીધીરે, રમાડી રાસ ક્રીડા. ૧૬૯
વૃષભ કેશીને મારીરે, મથુરાં જાય મોરારી;
અક્રૂરની સાથે પળ્યારે, ગોપીને વાયદો કરી. ૧૭૦
રજકનો નાશ કીધોરે, કૂબ્જા ખોડ ટાળી;
ધનુષ ગજ મારીરે, જોઇ મલ મંડળી. ૧૭૧
મેડીથી મામો પાડ્યોરે, માર્યો કંઠ મરડી;
અહમેવ મોડયો નાથેરે, રહ્યો તો મૂછ મરડી. ૧૭૨
માતુલને રાજ આપીયુંરે, માબાપ મૂકાવીયાં;
પછી ઉદ્ધવ સંગાથેરે, ગોપીને કહાવીયાં. ૧૭૩
દ્વારકાં લીલા કીધીરે, અસુરને મારીયા;
પાંડવને પાળીયારે, ભકત ઉદ્ધારીયા. ૧૭૪

વ્રોજવાસીને મળ્યારે, કુરુક્ષેત્રમાં હરી;
રાસનું સુખ દેખાડયુંરે, ગોપીકાને ફરી. ૧૭૫
વાલે બહુ દૈત્ય માર્યારે, સૌને રાખે લેખે;
મુનિજન દેવ સર્વેરે, પાર ન પામે પેખે. ૧૭૬
શેહેર વડોદરા વાસીરે, દાસનો દાસજી;
હરી ભટ પગે લાગેરે, માગુ વૈકુંઠવાસજી. ૧૭૭

---

## હાલરડું

માતા જશોદા બોલાવે જમવા લાલને,
ચાલો લાડકવાયા લાગુ તમને પાય;
તેમ તેમ રીસાઇને રંગ રસિયોજી આવે નહીં,
પાછળ દોડે તેમ તેમ નટવર નાશી જાય; માતા જશોદા બોલાવે. ૧
કાળા કેમ સંતાપો મુજને ઘરમાં કામ છે,
વાટ જુવે છે કાના બેશી રહ્યા બળવીર;
તમને શીખામણુ દેઉછું તે કેમ નથિ લાગતી.
શા માટે શામળિયા ભરો નેત્રમાં નીર; માતા જશોદા બોલાવે. ૨
આવા ઢંગ ધુતારા જે કોઇ તુજમાં જાણુશે,
ત્યારે પરણ્યાની શી થાશે હરિજી પેર;
કોઈ કન્યા નહિ આપે કાના કહુંછું તુજને,
રાખો ડહાપણુ ચાલો રાડ તજીને ઘેર; માતા જશોદા બોલાવે. ૩
હવે નહિ મારું મારા સમ મુજને છે બાપના,
હું તો હારી તુજથી તું જીત્યો જગદીશ;
શું કરું લાડકવાયો એકનો એક છે નંદને,
શું કરુ સાંખિ રહું છું બાકિ ચડે છે રીશ; માતા જશોદા બોલાવે. ૪
જેમ તેમ સમજાવી લઇ ચાલ્યાં સુંદર શ્યામને,
કટિયે બેસાડીને ચુંબન કીધું ગાલ;
મુખડાં નરખી હરખી રંગમાં રીઝયાં ઘણું,
લાવી મુખડાં આગળ મુકિ કનકની થાળ; માતા જશોદા બોલાવે ૫
માંહે પકવાનો પિરશાં છે ભલિ ભલિ ભાતનાં,
માંહે ખાજાં જલેબી બરફી ખુરા ખાંડ;

પેંડા પુરી કચોરી પડસુલીની પાતળી,
લો લો મારા સમ એમ મુખથી કેતાં માંડ; માતા જશોદા બોલાવે. ૬
ઘેબર , સુતરફેણી આણી અતિશે ઊજળી,
બીજા નાના વિધના પવિત્ર કીધા પાક;
અતિ આનંદે જમાડે માતા લાલને,
તળ્યાં તાતાં લાવી તરત મૂક્યાં શાક; માતા જશોદા બોલાવે. ૭
મેસુર મગદળ તે લાવ્યાં માતા જશોમતી,
સકકરપારો શારો તેમાં શાકર બહુ;
મારા અલબેલા હો લાલજિ શે નથિ બોલતા,
મારા સમ જો હવે કશું તને નહિ કહું; માતા જશોદા બોલાવે. ૮
મારા સમ જો તુજથી વાલું મુજને કોઇ નથી,
મારી આંખડિયેથી રખે વેગળા થાઓ:
મારાં આંગણિયાં રુડાં દીસે છે તમવડે,
સમ ખાધા શામળિયા હવે ન આઘા જાઓ; માતા જશોદા બોલાવે. ૯
પ્રેમે આરોગી ઊઠયા તે હરી બળદેવજી,
માતા જશોદાને આનંદ અંગ ન માય;
આપે રમકડાં રઢિયાળાં રીઝી રંગના,
ઊભો દાસ હરીભટ ઢોળે પ્રભુને વાય; માતા જશોદા બોલાવે. ૧૦

—

# બાપુ.

મીયાગામનો વતની ને ધીરા ભક્તનો શિષ્ય-સંવત ૧૮૯૯ માં
આસો શુદી ૧૧ ને દિને એ સ્વધામ ગયાં છે. એના પ્રસિદ્ધ
ગ્રંથ કોઈ નથી, પણ ભજન કીર્તનો ને ગરબીઓ ઘણી છે.

## જ્ઞાન-ભક્તિનાં પદો.

### પદ ૧ લું.

ભાઈરે હરી નામની ટેક તમે ઝાલેરે; બીજું ભુખ્યાને ભોજન આલેરે; ભાઈરે-ટેક
કોટી સાધન ના આવે નામના તોલે, બંનેને કાંટામાં ઘાલેરે; ભા
નામ વધે તેને શાસ્ત્ર શાખ દે છે, જાણી જોઈ સિદ થયો છે કાલેરે; ભા
( અંતે ) આંબા ઉપર ચડવું ને કેરી ઉતારવી, સીદને ફાંસો પાળેરે; ભા
બીજાં સૌ સાધન પાળા જેવાં જાણજો,( હરી ) નામ સમજે તે મારો વાલેરે; ભા
આંખોને ખુદો ને દમને રૂંધો, કાનમાં પુંમડાં ઘાલેરે; ભા
જ્યાં જાઓ ત્યાં પત્થર ને પાણી, ( ગમે તો ) લાખો ગાઉ ધરતી ચાલેરે; ભા
આતમા ચીન્યો તે તો ટેક સાચી, હરી સભર ભર્યો છે નથી હાલેરે; ભા
સતનામ બાપુ સદ્‍ગુરુએ ઓળખવું, તમો સંત સંગતમાં માહાલેરે; ભા

### પદ ૨ જું.

કાણાને કાણો કહીએ તો થાય વઢવઢનું; ભાઈઓ સાચું કહેતાં તો લાગે કડવુંરે; કાણા૦ ટે
મૂળ મરમ તમો જુઓ માટીનો, મુસલમાન બંદનું હીંદુ કહેછે ચડવું રે; ભા
મારોડાના ગણપતી ને કાંચડાનું ત્રાણુ, એને કાગળ વતે મઢવું મઢનું રે; ભા
સેવા કરે છે ને જળમાં બોળે છે, બારે મહીને એને ઘડવું રે; ભા
ઢીંગલાની રમત તો છોકરાંને વાહાલી, ભાગી જાય તો તરત આવે રડવું રે; ભા
હરી ભજનવિના ધીક એની મૂછને, ગૃછ વિના મોઢું લાગે કડવું રે; ભા

મુસનમાનને આકડી જમાનાની બીક છે, હિંદુને ચોરાશીમા રખડી પડવુ રે, ભા૦
જમનો હાથ એક છે ને ધણી જુઓ એક છે, એક છે મરવુ ને અવતરવુ રે ભા૦
બાપુ કહે સત નામની સમશેર ઝાલી, અતે છુટે પટે થઇને લડવુ લડવુ રે, ભા૦

### પદ ૩ જું.

ના સમજે તે બરાબર કરેછે રે ભાઇરે, ના સમજે તે બરાબર કરેછે—ટેક
છાશ ને દૂધ બંને છે ધોળા, ને દૂધને તો સૌ જગત લે છેરે,
દહીં વલોવીને માખણ ઘર મેલે છે, પછી છાશને તે વેચી દે છેરે ભા૦
કેસર ને હળદર બને છે પીળા ને, હળદર કેસર બરાબર કહે છે,
હળદર રુપીઆની આઠ શેર મળે છે, કેસર તોનાના બે વસુને છે, ભા૦
નિર્ગુણને શીર એ બનેથી ન્યારો, ન્યા મુક્તીજી પાણી ભરે છે,
મુરખને તો ગુચવણ ઘણી પણ જ્ઞાનીને મન મગ્ન થઈ રહે છેરે, ભા૦
સાચુએ મોતી ને જૂઠુએ મોતી, જુઓ દરિયામા છીપ રહે છે,
સાચુ મોતી તો બાપુ નામ આવ્યુ હાથમા, સદ્ગુરુની સાનવિના મિન કા છેરે ભા૦

### પદ ૪ થુ.

નકટાની વાત છે ન્યારી જુઓની ભાઈ નકટાની વાત છે ન્યારી—ટેક
કર્તા પરમેશ્વર તેને નથી માનતો, ને માતા છેરે મારી માડી
હરીવર મેલીને એ તો માયાને મોહ્યો, એનું નાક નાખોને વાઢી રે જુ૦
સાધુને મારે ને સગા જીવાડે, મારે પાડો ને ઉછેરે પાડી,
સ્વારથમે એણે આતમા ના ચીન્યો, એણે ભવની ભેલાડી વાડી રે જુ૦
માત પિતાની સેવા નથી કરતો, અને મોટો પામ્યો આણેલી લાડી,
મતર શીખીને એતો મુઠો મારેછે, નથી જાણતો મૂર્ખ સાહેબની વાડીરે જુ૦
નકટા હોય તેને નકટારે કહીરે, એને પાપની ધજા ગાડી,
બાપુ કહેરે હરી નામનુરે પારખુ, એની બળી મૂછો ને ધીક દાઢીરે જુ૦

### પદ ૫ મુ.

ભાઇરે તારુ મૂળ તપાસીને જોજે,આત્મારામના સગ મન મોહોજોરે—ભાઇરે૦ ટેક
ચીત વસ્તર તારુ મેલુ થયુ છે, બ્રહ્મ જળમા જઇને ધોજે
બધનપણુ તે મેલ સરવે જાણજે સમજીને સરો ખોજોરે, ભાઇરે૦
માટીના ઘાટમા શુ મોહી રહ્યો છે, ઘાટ નાનો કે મોટો હોજે
વાઝણી ગાયને દૂધ ક્યાથી આવશે, એ અનુભવી દુઝણી ગાય દોઝોરે, ભાઇરે૦

હિંદુ તીરથ વ્રત કરિ કરિ થાકયા, મુસલમાન કરે રોજો;
એ તીરથ વ્રત તારાં કરેલાં, વણુ સમજીને દોડીને ચડો મોજોરે, ભાઈરે૦
પ્રગટ દેવ હું તુજને બતાવું, સદ્ગુરુને જઈને પૂજો;
સતનામ બાપુ એમ કરી કહે છે, મન માને તો ખરું કહેજોરે. ભાઈરે૦

## પદ ૬ ઠું.

ટેક રાખે તેઉને પદ પેહેલું, સેહેજે થાય તે ભજન સેહેલું. ટેક૦ ટેક.
કાશી દુવારકા હું જઇ આવ્યો, એવું લોક કહે છે રે ઘેલું ઘેલું;
મેલું હતું લુગડું ને મેંસ ઘણી ચોળી, એ તો બમણું થયું છે મેલું મેલુંરે. ટેક.
માળા ફેરવું ને નહાવાનો નીમ છે, દરશનની ટેક ના મેહલું;
બોલતાને મુગાનેજી વાકે ને ભૂખે મારે, તારુ કામ કેમ થાશે વે'લુંરે. ટેક.
એવી આ છે દુનીયા ને અંધી ગાય છે, ચાટે છે વાછરડું પેલું;
તાંબા વાસણ ને પીતળની મુરતી, ભાન ભુલી ગયો પોતાનું કરેલુંરે. ટેક.
જોતી તપાસી જીવ તારા મનમેં, આ સર્વ આતમાનું કરેલું;
બાપુ કહે વિચારી એજ નીજ નામ છે, સત ગુરની સાથે જડેલુંરે. ટેક.

## પદ ૭ મું.

શાંતિ પમાડે તેને તો સંત કહીએ, તેના દાસના દાસ થઇને રહીએરે; શાંતિ૦
વૈદ મળ્યો મળતીઓને, રોગ રહ્યો ઊભો, ત્યારે તેની તે ગોળી સીદ ખાઈએરે. શાં૦
રાણાની ચાકરીમાં, ભૂખ રહી ઉભી; ત્યારે તેનો તે પાડસીદ સહીએરે. શાં૦
વિદ્યાનું મૂળ ભણે, પુરુ ન ભણાવે, ત્યારે પંડ્યાનો માર સીદ ખાઇએરે. શાં૦
કલ્પવૃક્ષ સેવે જ્યારે દારિદ્ર ના જાય, ત્યારે તેના તે ગુણ સીદ ગાઇએરે. શાં૦
લીધા વળાવો ને લૂંટવાર લાગ્યો, ત્યારે તેની તે સોબતે સીદ જઇએરે. શાં૦
આપી બાંહેધરી ને પછી માથું વઢાવે, એવી સંગત સીદ કરીએરે. શાં૦
બાપુ કહે મારા ગુરુએ બતાવ્યું, તે તો લાગ્યું છે મારે હઇએરે. શાં૦
બાપુ ભગત સરવે રિદ્ધિ સિદ્ધિ તેને, એવા પુરષને લહીએરે. શાં૦

## પદ ૮ મું.

પડિતે ખેલ બગાડયો, આ જીવનો તો પંડિતે ખેલ બગાડયો.
ગુરુને દયા આવી માટે કાડયો, આ જીવનો તો પંડિતે ખેલ બગાડયો. ટેક
ધર્મ અધર્મના બે મારગ કીધા, પાપ પુન્યનો દીધો ધોખો;
મરવા અવતરવાની બીક તને બાપડા, મર્કટમે ઘેર ઘેર નચાવ્યો. આ

રાજ કરવાને તપ કરાવે, પંચ તત્વ અગ્નિ લગાડયો;
સંશેરૂપી ગધેડે જિવને બેસાડી, પછી ચોરાશી ઢોલ વગાડયો. આ૦
આંધળાને લુંટવાની બીક દેખાડી, મધ્ય રાત્રે ઉંઘેથી જગાડયો;
જાગતો હોય તો કોઈને તું પુછની, જાણી જોઇ કુવામાં પાડયો. આ૦
સીધો છે રસ્તોને આવ્યાં ત્યાં જવું છે, પંથવાળાએ ઘાલીછે આડી વાડો;
સુર્ય પ્રતિબિંબને બીજા કો કહેવું, બાપુ સતનામ સમજીને ફંદ કાઢો. આ૦

## પદ ૯ મું–રાગ પ્રભાત.

ભણી ભણીને શું જાણીએરે, ભાઈ, ભણવાનો કંઇ પાર નથી;
મૂળ વિદ્યાનું કોઈ ના જાણે, ઘણા ભણેલા મુવા મથી. ટેક.
ભણી ચાર વેદ ખટ શાસ્ત્ર જાણીએ, વ્યાકરણ વાણી કથા કથી;
સરકૃત સૌ સમજ્યામાં આવ્યું, મૂળ ના સમજ્યા વિદ્યાથકી. ભ૦
વાલ્મીક વ્યાસ વૈશંપાયન ઋષી, સનક સનાતન નારદથી;
આદ અમુલ તો નવ ઓળખાયું, શુક શેષ ને શારદથી. ભ૦
બ્રહ્મા ભાસ્યા વેદ પ્રકાશી, હરીહર હાર્યાં હારદથી;
તેથી ભારે કોણ ભણેલા, બ્રહદેવ ઉદારથથી. ભ૦
પરાપસ્યંતિ મધવા વૈખરી, વિદ્યા આદ્ય ભણી વાણીથી;
વાણીના પ્રેરકને પ્રીછો, આદ્ય કહો એધાણીથી. ભ૦
ઓંકાર આદ્ય ત્રૈ સઉ ઉતપત, કાર ઉપન્યો માયાથકી;
માયાના પ્રકારને પ્રીછો, બાપુ આદ્ય ત્રૈ અનાદીથી. ભ૦

## પદ ૧૦ મું–રાગ કાફી.

સશયરૂપી સ્વપનું રે, સદ્‌ગુરુ વીખવાળે;
એનું વગળ કાઢી નાંખે રે, સોની જેમ સોનું ગાળે. સશયરૂપી. ટેક.
એક હસ્તીએ બકરી જનમી, બીજું જન્મ્યું ઊંટ;
ઊંટની ગરદન એવી લાંબી, પોહોંચી ચારે ખૂંટ;
ખુંટે બાંધેલું રહેશેરે, છૂટે તો ઉંધું વાળે. સંશયરૂપી.
ઊંટ બકરીને સંજોગથયો, એના બચ્ચાં થયાં વીશ ને સાત;
જ્ઞાની જન તો મગન થયા છે, બીજા શું જાણે વાત;
જાણેલા ભેદૂ ભૂલ્યા રે, બળી મુવા બકરીના બારે. સંશયરૂપી.
બકરીનું ઝેર વાપ્યું ત્રણ લોકમાં, ઊંટને કરી નાંખી બકરી;

રાજા ગરનું કાંઈ ના ચાલ્યુ, બખ્રી તો એવી ગૈ વકરી,
બકરીએ મારગ પાડયો રે, રબાગી વિના સૌને ખાજે. સશયરૂપી
ઊંટ બકરીને એક ચારના ગ, હાય પગ નહીં શીશ,
જ્ઞાની જન તો મગન થયા છે, અજ્ઞાનીને ચડે રીશ,
બાપુ નામ સાચુ રે, મરે ના કદાપી કાળે સંશયરૂપી.

## પદ ૧૧ સું–રાગ કાશી.

સમજ્યાવિના સાધન રે, તેની નવ થાય ગતી,
હરી નામ વિના રે, જે નર રહ્યા મૂઢ મતી ટેક
હરી નામ વિના જે જે કરવુ તે, ભાત ભાતના ક્રમ
સદ્‌ગુરુ મળે તો સરો ટાળે, ભાગી જાય સૌ ભ્રમ,
ક્રમ ગયા સૌના રીરે રે, પાને પડે ગતી મુક્તિ. સમ૦
જોગ જગન કરુતો દોપ ઘણો ઊમે, લક્ષ લક્ષ જીવ મરી જાય,
એક કુળ ગુરુ તો આતમા દુખે, ત્યા સુધી ક્રમ કહેવાય,
નામ ઘણું મોટુ રે, આચરણુ ના આવે રતી સમ૦
દમ ના ઘુટુ ને મુખ ના રટુ, સુરત નામ એક રૂપ,
નામી અનામી પોતે બન્યો છે, ભગી બ્રહ્માડનો ભૂપ,
જાપ ક્યા જપીએરે, પોતે તો બન્યો જગપતિ સમ૦
સદ્‌ગુરુ મહિમાનો પાર ન આવે, અતર રેરુ છે મહા શૂળ,
ભૂન હતી તે સદ્‌ગુરુએ ભાગી, વસ્તુ આપી છે અમૂળ,
ગુરુ નિરાત બાપુ કહે છે રે, પ્રગટ કરી ગુપત હતી સમ૦

## પદ ૧૨ સું.

પાણીના ખેન બના વો રે, એની તો કહિએ અકલ ઘણી
સહુથી રમનારો રે, શોભા તો એના નામ તણી ટેક
ખરુ એ પાણી ને ખોટુ એ પાણી, પાણી અગ્નિ ને ખાડ,
એ પાણિથી થયા નર નારી, ને એ પાણીથી ચૌદ બ્રહ્માડ,
પાણીનુ બન્યુ મોતી રે, પાણીની બની હીરાકણી પાણીના ખે
પાણીની અમુલ્ય કાયા બનાવી, હાડ ચામ લોહી માસ,
પાણીના રે પશુ પખી બનાવ્યા, પહાડ પત્થર ને ઘાસ,
પાણીના હાથી ઘોડા રે, પાણીની શાન પામરી બણી પાણીના ખે

પાણીનારે પંચ રંગ બનાવ્યા, અઢાર ભાતનારે અન્ન;
સહુથી ન્યારો મારો સાંઈ બીરાજે, તેને દેખીને થયો છું દંગ;
સંગ કીધો તેનો રે, સત્તા તો આત્માની ગણી. પાણીનો ખેલ.
અક્ષરાતીતે અક્ષરબ્રહ્મ નિપજાવ્યા, ને અક્ષરથી નર થવાનાર;
ઓંકારથી ત્રણ ગુણ નિપાવ્યા, એ અઠાવીશ નિર્ધાર;
ઓગણત્રિશમા મહા વિષ્ણુરે, ત્રિશમા બાપુ ગાય ભણી. પાણીનો ખેલ.

### પદ ૧૩ મું.

નામ જેણે જાણ્યુંરે, તે તો વેદ ચારે ભણ્યો;
ભેદ જેણે જાણ્યોરે, તે તો ખરો નરત બણ્યો. ટેક.
બતરીશ આભ્રણ અંગે ધરે નારી, નાક વિના શો શણગાર;
કવિયે જો આપનું આપ ન જાણ્યું, તે કેમ કરી ઊતરે પાર;
સાર કયાંથી મળશેરે, ભણ્યો ખરો પણ જરાએ ન ગણ્યો. નામ જેણે.
વાંઝણી નારીને સુપનું આવ્યું છે, પુત્ર નથીરે એની પાસ;
એમ ભજન દેખાદેખી કરે છે તેની, કેમ પૂરી થશે આશ;
કેને બાપ કહેશેરે, વેશ્યાયે જે પુત્ર જણ્યો. નામ જેણે.
નામ ગુણ ને રૂપ ને નાશ વળી, ચોથું પદ અવિનાશ;
એ ચોથા પદનો ભેદ જાણે તેને, કહિયે હરી તણો દાસ;
નાશ કરી કર્મનારે, સશે એક પળમાં હણ્યો. નામ જેણે.
ગરીબી રાખી તમે ગુરુજીને સાહો, કરો શબ્દનો તોલ;
આપણ થકી જો અદકો મળે તો તેનો, ધારણ કરજો બોલ;
ગુરુને સંગ બાપુરે, અનામી નામ પોતે બણ્યો. નામ જેણે.

### પદ ૧૪ મું.

પુનમિયા તેને કહિયેરે, પૂરણ નીમ જેણે રાખ્યો;
હરિ સાથે પ્રીતિરે, અદ્વૈત પ્યાલો તેણે ચાખ્યો. ટેક.
રણ મુકાવે તેને રણછોડજિ કહિયે, સદ્ગુરુ તેનું નામ;
મરણ જનમનો સંશય મટાડે તો, વીશ વસા થયું કામ;
આત્મારામ જાણેરે, દ્વૈતભાવ કાઢી નાખ્યો. પુનમિયા.
ગુરુમતિ જળમાં સ્નાન કીધું, 'સાકર માખણ પ્રેમ;
સુરતા તુલસી વા'લાને ચઢાવી, એમ રાખ્યો છે નેમ;
ધન મળ્યું જુનું રે, ગુણગાગર દ્રવ્ય દાખ્યો. પુનમિયા.

દેહ દ્વારકામાં દીનાનાથ બિરાજે, હરિ નામની છે છાપ;
સદ્‌ગુરુદેવે કૃપા કીધી ત્યારે, ટળ્યા ત્રિવિધિના તાપ;
પાપ ગયું નાશી રે, ગુરુએ આપી જ્ઞાન આંખ્યો. પુનમિયા.
સચરાચરમાં હરી દેખાણા, જેમ જળમાં રંગ;
વા'લા વિના કોઈ ઠામ ન ઠાલો, જ્યાં જોઉં ત્યાં ભરપૂર;
બાપુ નામ સાચું રે, ગુરુ કૃપાથિ હરિ ઝાંખ્યો. પુનમિયા.

## પદ ૧૫ મું.

કૈવલ્યપદ સાચું રે, પડિતા તમે ઊરમાં આણો;
જેને વડે બોલે રે, તેને તો તમે નવ જાણો. ટે
ખત વાંચે તો પાર ન આવે ને, વસુલ કરે વસુલ થાય;
કુરાન પુરાણ સૌ વાંચીને થાક્યો પણ, આત્મા સમજે તો દુખ જાય;
સુખ થાય ઝાઝુ રે, મત મમત શીદ તાણો; કૈવલ્યપદ.
પીઉ પરદેશે ગયા ને મુકી ગયા, પોતાના ઘાટનો રંગ;
મન મનોરથ પૂરો થાય જ્યારે, સ્વામી મળે અભંગ;
આપ નવ શોધ્યું રે, તો જ્ઞાન દિવો કીધો રાણો. કૈવલ્યપદ.
લાજ મુકીને માથે છેડોરે નાખ્યો, તેને સ્વામીનો નહીં પાર;
પતિવ્રતા સ્વામીની વાતો કરેછે ત્યાં, પુંશ્ચલીને આવે ખાર;
એક આંખવાળો રે, દુખી થાય કહેતાં કાણો. કૈવલ્યપદ.
તાંબાનો રુપૈયો કહિયે ન ચાલે, ગમે તેવી પાડો છાપ;
જડને જાચે કરજોડીને તોય, ન મટે ત્રિવિધી તાપ;
બાપુ નામ સાચુ રે, સંત તમે સત્ય માણો; કૈવલ્યપદ.

## પદ ૧૬ મું-રાગ સોરઠ.

કુળભગતીનું શુદ્ધ સહુથી મોટું, તેમાં સમાન સહુ સારું ખોટું રે. કુળ૦-ટેક.
ચાર વેદ ભણે ગતી ના થયા;
કરે અડસટ તીરથ ગગા નહાય;
તજે અન સદા દુગધાય;
તોએ તેના મનતણો સદેહ નવ જાય;
ઓળખે આતમા અખંડ; ઓળખે આતમા અખંડ;
થાય વાસનાનો ભંગ;
ત્યારે ચડે અખંડ રંગ;

જ્યારે મન થયું અપંગ;
ત્યારે ગુરુ ચર્ણમાં ચિત ચોટું ચોટું કે કુળ મોટું. કુળ૦
મન શુદ્ધ એક વરતે વરતે;
ઘણા મરી ગયા સેવા પુજા કરતે;
આતમા જડે નહીં સેવા સાધન ધરતે;
ઘણા મરી ગયા એવાં કરમ કરતે;
ભગમા આવે તેને કાળ, ભગમાં આવે તેને કાળ;
ભગથી નાગો તે ગોપાળ;
તેને એકુ નહીં જન્જાળ;
તેને એકું નહીં ફાળ;
ભણું એમને, પછી ગુરુ ચરણમાં લોટું લોટું કે કુળ મોટું. કુળ૦
સીપાત ભગત થયો સુધ એક બ્રહ્મ લાધે;
ઝેર ચડે નહીં સાચી ખૂટી ખાધે;
દેવ વશ થયા કીયા મંત્ર સાધે;
આતમા ચિંત્યા થકી જ્ઞાન ઘણું વાધે;
મૂળ માટીનો આ ઘાટ, મૂળ માટીનો આ ઘાટ;
તેના બન્યા બહુ ઠાઠ;
તેને જુજવાં માંડયા હાટ;
તેથી થયો છે ઉચાટ;
તેને ચડી ગયો કાટ;
તેથી ફરે ચારે વાટ;
તેથી ગુરુ પ્રતાપે સહેથી હું છુટું છુટું કે કુળ મોટું. કુળ૦
ઘઉંની બને સીરો પુરી ને સેવો;
ખાંડ એક ભરે તો થાય ઘણો મેવો,
અગ્ની એક, મસાલ કંડીલ દીવો;
રંગ રૂપ નહીં તેને ઓળખી લેવો;
જાત જાત મળી જાય, જાત જાત મળી જ
તેની વાત નવ થાય;
પોતે પોતાનું જે ગાય;

તેને ઘણું સુખ થાય;
તે તો કહીએ નવ જાય;
બાપુ કહે સતનામ દ્રવ્ય મળ્યું તેને, રૂડું રૂડું રે કુળ મોટું. કુ



## બાપુ સધામ પધાર્યા તે વિષે.

### પદ ૧૭ મું-રાગ પરજ.

જગતને મરણની બીક છે, આનંદ મારે મંન રે;
સાંધે સાંધા મળી ગયા, માટે ગુરુજીને ધન્ય રે. જગતને.
સમા તે જોગ આવી મળ્યો રે, બિંદુ પડ્યાનો આ જોગ રે;
તાશીર આવી મળી દેહની, ઊદે થયો છે આ રોગ રે. જગતને.
બિંદુ પડે ને બીજ સુધરે રે, દેહી રહે ઘણા દંન રે;
મૂળમાંથી પાઇઓ ખશી પડયો, ક્ષણભંગુર આ તન રે. જગતને.
એકવિશ હજાર છસેં કાળ છે રે, દિન રાત કહિયે કાળ રે;
અમને રંધીને જો રાખશો, માથે મરણતણી ફાળ રે. જગતને.
અંતઃકરણ તો ગુણમાં રે, ઇંદ્રી બ્રહ્મમાં કહેવાય રે;
પંચે તત્વ ને તનમાત્રા, તમોગુણમાં સમાય રે. જગતને.
ત્રણે ગુણ ઓંકારમાં રે, ઓંકાર માયા લીન રે;
પુરુષ પ્રકૃતિ મળી આતમા, ભેદ કહો બીન બીન રે. જગતને.
મન હતું તે મટી ગયું રે, આત્મા પરમાત્મા એક રે;
બાપુ સમાયા સતધામમાં, કોઈ સમજે વિવેક રે. જગતને.

### પદ ૧૮ મું.

બાપુ પધાર્યા સતધામમાં, સૌને કહ્યા જે શ્રીરામ રે;
નામ નિરાંત નીશાનમાં, અમો જૈશું ગોવિંદ ગામ રે. બાપુ.
ફુલ ખીલીને ખરી પડે રે, કારમું કાયાનું છે કામ રે;
માટે ચેતી ચોંપે ચાલવું, મુકી મમતા તમામ રે. બાપુ.
આજ આનંદ મારા અંગમાં રે, પરિબ્રહ્મ વેળા થઇ રે;
જ્ઞાન રાખીને ગર્વ ટાળજો, સત માનો સાચી કહી રે. બાપુ.

સ્વપ્ન હતું તે સમાઈ ગયું રે, સુરતા થઈ એક તાર રે;
સલિતા સિંધુમાં ભળી ગઈ, પળમાં પામી ભરથાર રે. બાપુ.
સંવત અઢાર નવાણુંવે રે, ઉત્તમકારી આસો માસ રે;
શુદિ એકાદશી બુધ રાત્રિયે, ગયા ધામ બાપુદાસ રે. બાપુ.



# શીવાનંદ.



સુરતનો વડનગરો બ્રાહ્મણ—પાછળથી સન્યસ્ત ધારણ કીધેલું.
સંવત ૧૮૧૦ માં હૈયાત હતો. એની આર્તિઓ, વસંત
પૂજા, તથા બીજાં કીર્તનો ગુજરાતમાં ઘણાં પ્રસિદ્ધ છે.



## ગણપતિ સ્તવન.

### પદ ૧ લું—રાગ ગોડી.

આદ્ય નમું એક દંત;
શંકર તનુજ અંબાજીકો અર્ભક, સકલ દુ:ખદારિદ્ર હરણં. આ૦—ટેક.
વક્ર તુંડ લડુંકા ભક્ષણ, મુષક વાહન અંગીકરણં;
અંકુશ ફરસી મોદિક કરમાં, વરદા ભય આયુધ ધરણં. આ૦
મદ ગલિત કર્ણ કપોલે, ભાલે ચંદ્રકલા ધરણં;
સુધ બુધ સુંદર ઉત્તર દક્ષિણ, લક્ષ લાભ ઉસંગ ધરણં. આ૦
સૌભાગ્ય ચંદન હૃદયે વદને, દૂર્વા માળા કંઠાભરણં;
શિવાનંદ કહે શંભુકુંવર, સકળ મનોરથ પૂરણ કરણં. આ૦

### પદ ૨ જું.

કુંજર બદન જગ અઘ હરણં;
માહી રૂપ કહત નિગમ દરતાપ ત્રિવિધિકો ભય હરણં.

કુંજર બદન જગ અઘ હરણું.- ટે
શીશ મુકુટ પ્રગટ રવિ છાદિ તન, ગભાનુ ઝલકત અલકે કિરણું;
ભાલ બિરાજિત તિલક ભાનુ, ઇંદુ બિંદુ કૃશાનુ ભોનયણું. કુંજ
કનક નગમધ દોઉ મિલ, અર્ક શશિ રુચિર યુગ સદનં;
મોહે ધનુપપર અનંગ સર ધરે, નેંન ભુવન જય કરણું. કુંજ
અધર યુગ રક્ત બિંબ સમ, રસન નિરજ દલ એક રદનં;
પરિઘ યુગ દોઉ ભુજ બિરાજિત, યાહિ દિતીજ કુલ દરણું. કું૦
નવકંજ માલ કંઠ લિસિત માનુ, ભુવન કંજ કોશ ઉર ધરણું;
પીત પટ કટિ તટ વસન, ચારુ માનુજ ધન યુગ સધનં. કું૦
પદ યુગ કોકનદ લલિત ઘૂઘરૂ, નાદ વિમોહિત સુર લલનં;
પ્રમથ પતિ નંદન સિદ્ધિકો સદન, શિવાનંદ પ્રભુ ભવ ભય હરણું. કું૦

## પદ ૩ જું.

પ્રથમ પ્રણુમુ ગજવદનં. ટેક
શિવજીકો સુત ઉમયાજીકો નંદન, વંદન વિશ્વ વિઘ્ન હરણું; પ્રથ
મોદિક અહાર સિંદૂર વિલેપન, શ્વેત પુષ્પ ચર્ચિત ચરણું. પ્રથ
એક દંત, શ્રવણુ દોઉ કુંડલ, મુષિક વાહન સ્વસ્તિ ધરણું, પ્રથ
સુધ બુધ સુંદર વર દોઉ સ્યામા, લક્ષ લાભ અતુલી વરણું. પ્રથ
વર્ણે એકકે પ્રભુ વાંછિત દાતા, સુખ સંપત શુભ મતિ કરણ. પ્રથમ

## પદ ૪ થું.—આરતી.

જય દેવ જય દેવ, જય જય ગજ વદના, જય મૂષિક વહના;
આરતી ઓવારું, આરતી ઓવારું, સુંદર કટિ રસના. જય.
હરહર શભુ વધુ - કમલાસન, વિષ્ણુ શશિ શમદા;
ચરણુ કમલ મદ જીવન, મત્તાલિપ્રમદા. જય૦
હરેહર જય ચામિકર, કુંડળમંડિત, શ્રવણે એક રદના;
જય કુંભસ્થલ શોભિત વરકર, પુષ્કર ધૃત ભુવના. જય૦
જય જય કોટિ સુધાકર, સીતલ જય ફરસી ધરના;
સુધ બુધ સુદર ઉત્તર દક્ષિણુ, જય જય વર વદના. જય૦
હર હર જય ભુજંગીત શોભિત, અહિવર ઉપવિત ધરના;
જય જય ભગવતિમાન શશીધર, સિંદૂર તનુ રચના. જય૦

પૂરવ છેદન નિરગત પુર રિપુ, પૂજિત પદ સદના;
જય પુરભંજન પ્રમુદિત સુર વધૂ, જય જય કૃત ભુવના. જય૦
હર હર જય નીરજ મુખ વધુ, પદ્માકર ધવલિત ત્રિદશના;
જય જય મધુમણિ હીરક ખચિત, કિંકિણી કટિ રસના. જય૦
હર હર જય શરણાગત વત્સલ, પાશ્રી જય નિરજ નયના;
જય લંબોદર મોદિક વર કર, પુષ્કલ ધૃત ભુવના. જય૦
હર હર સિંદુર ચર્ચિત અંગે, સકલ કર જય પાશી લલના;
ત્રિદશ વધુકર ચામર વિંજિત, દૂરિ કર સમના. જય૦
હર હર જય જય ખંડ નિશાપતિ, ભાલે જય લોચન જ્વલના;
જય જય ભક્ત મનોરથ પૂરણ, શિવાનંદ શરણા. જય૦



## શિવ વૃષભ સ્તવન.

### પદ ૫ મું–રાગ ગોડી.

પ્રથમે વૃષભ પુજ્ય શિવ દ્વાર;
પૂજકના મનોરથ પુરે, પ્રસન્ન કરે ત્રિપુરાર. પ્રથમે. ટેક.
હિમગિરિ સરખો ગૌર અંગે, શૃંગે નિલમણિ સાર;
કંઠે ઘંટા રત્ન પલાણે, ચામર શોભા અપાર. પ્રથમે.
ચારે પાયે ઘૂઘર ઘમકે, નેપૂરનો ઝમકાર;
શિવાનંદ પ્રભુ વાહન પૂજો, નાના કુસુમને ભાર. પ્રથમે.

### પદ ૬ ઠું–રાગ આશાવરી. (હિંદુસ્થાની.)

શિલાદિનંદન ઠાયો શંકર દ્વાર;
રત્ન ખચિત કર વેત્ર જ સોહે, સુર મુકુટ ધરાવનહાર. શિલાદિ.
અયુત દિનમણિ અંબર સોહે, ઐસો તનુ અતિસાર;
જાકે શિરપર છત્ર બિરાજે, ભક્તના તાપ નિવાર. શિલાદિ.
સુરવર જાકે ચર્ણ કમલપર, છોરત મુકુટ શૃંગાર;
રીઝત તાપર તત્ક્ષણ શિવ ગણુ, નિરખત વે ત્રિપુરાર. શિલાદિ.
જાકો મહિમા નિગમ વખાણે, દર પાવત જાસોં કાળ;
શિવાનંદ પ્રભૂ નિકટ બરતિ, સોઉ ઉતારે પાર. શિલાદિ.

### પદ ૭ મું-રાગ આશાવરી.

શિવ કૈલાસિક ભજતા તાગે, ટળશે ભવનો ભાર રે;
ચામિકર કરદડ વિનાશી, સૃષ્ટિ પાલન મહાર રે. શિવ૦
અબર મધ્ય અહરપતિ અગણિત, અદ્ભુત તેજ પ્રકાશ,
ચતુરાનન ચતુર્ભુજ આદિ, સેવે ચરણ વિમાન શિવ૦
ચૌદ ભુવન જેની હાકને માને, દશ મુખ ક્રોધ અપાર,
શિવાનંદ પ્રભૂ ગિરિ ઉચનતા, રાવણ નામે પ્રસાર. શિવ૦

---

## શિવ પંચધૂન્ય.

### પદ ૮ મું.

શભૂ શિવ હર ગૌરીશા, શિવ ચદ્રશેખર ગૌરીશા.
હર હર મૌનિ જટાધર ગૌ૦ શિવ વમન ગજાનન, ગૌ૦
હર હર ત્રિપુર વિનાશી, ગૌ૦ શિવ ગરલ વિકાશી, ગૌ૦
હર હર નગ પતિ વાસી, ગૌ૦ નિત નૃત્ય વિનાશી, ગૌ૦
હર હર ધનુસ પિનાકી, ગૌ૦ શિવ કુંડલ વાસુકિ, ગૌ૦
હર હર રુંઢમાળી, ગૌ૦ શિવ ઉરગ વિશાલી, ગૌ૦
હર હર બ્રહ્મ કપાલી, ગૌ૦ શિવ કરુણા શાલી, ગૌ૦
હર હર ગંગાધારિ, ગૌ૦ શિવ તાપ હારી, ગૌ૦
હર હર ચંદ્ર વરણા, ગૌ૦ શિવ અંગે અપર્ણા, ગૌ૦
હર હર શિવહર મગન, ગૌ૦ શિવ ભક્ત વત્સલ, ગૌ૦
હર હર ભુજંગી ભૂષણ ગૌ૦ શિવ ભસ્મ વિભૂષણ, ગૌ૦
હર હર અનગ દાહક, ગૌ૦ શિવ અચ્યુત શાપક, ગૌ૦
હર હર સુરવર નાયક, ગૌ૦ શિવ મુક્તી દાયક, ગૌ૦
હર હર સુત ગજાનન, ગૌ૦ શિવ નદી વાહન, ગૌ૦
હર હર દેવ દેવા, ગૌ૦ શિવ શિવ મહાદેવા, ગૌ૦
હર હર શભુ ત્રિલોચન, ગૌ૦ શિવ ભવ દુ ખ મોચન, ગૌ૦
હર હર આનદ કદ, ગૌ૦ શિવ રસિક શિવાનદ, ગૌ૦

### પદ ૯ મું-રાગ કેદારો.

વ શિવ હર હર ગૌરી રમણ ગૌરી રમણ ગિરિજા રમણ શિવ શિવ
ભર તરંગિણી રચિરા ભરણ ભાલ સુધાકર અમૃત ઝરણ શિવ શિવ

ગ વરાધિપ કુડલ કરણુ, હિમગિરિ તનયા કૃત કર ગૃહણુ શિવ શિવ૦
પતિ શકર ભવ ભય હરણુ સુર પ્રથમાધિપ વદિત ચરણુ શિવ શિવ૦
૪ મન શકર પદયુગ શરણુ, શિવાનદ કે ભવ જલ તરણુ શિવ શિવ૦

## ગિરિજાનાં કીર્તન.

### પદ ૧૦ મું–રાગ ગરબી.

આવો સવળા ગરબે રમીને, આસો નિશા ઘણી સારી રે,
સારદ ઘનમા દામિની મોહે, એમ કૈનાસે નારી રે આવો
શૃગાર સજીને સુર વધુ આવી, દુર્ગા શ્રી ત્રિપુરારી રે
શભુવધૂ મધ્ય નાયકા મોહે, મડળ સુદર નારી રે આવો
ભારતિ કરમા રણઝણુ વાજે, વીણા સગીતે ભારી રે,
વીરનદીને હાથે મરદલ, મેઘ ગભીરતા ઝાની રે આવો
સુરવર વદને વેણુ વજાડે, પદ્મા કરમા તાળી રે,
ગરબે રમતા દેવી પદને, શિવાનદ ઘણુ વારી રે આવો

### પદ ૧૧ મું–રાગ ગરબો.

મારી ગિરિજા તે બાળ કુમારીજો, જેને શભૂએ નિજ અગ ધારીજો – ટેક.
મારી ગિરિજાને કુતલ ભારીજો, દીર્ઘપણે ફણી નારીજો,
માને ઝળકત હીરાદિ મીનીજો, મેઘ મધ્યે સૌ દામીનીજો મારી
ભાલે ચંદ્ર કલાનો સગજો, મૃગ મદનો મધ્યે રગજો,
માની ભ્રકુટી સુંદર માનેજો, મન્મથ તે ચાપ પ્રમાણેજો. મારી
માને સુવર્ણ સુદર કુડલજો, દિનકર ચંદ્રના મડળજો,
મારી ગિરજાના નેન સલુણાજો, અનગ શરના તૂણાજો મારી
માએ કજ્જલ નયણે સાર્યાજો, જેને શકર રૂપ નિહાળ્યાજો,
માની નાસિકા ચપક સરખીજો, મારા શભુજીએ પ્રેમે નિરખીજો મારી.
માનુ વદનાબુજ શશિ શરદજો, જ્હા શભુ થયા જાણે પટ પદજો,
માનો અધર અરુણ રગજો, વિદ્રુમ કીધા જલ સગજો. મારી
માને કઠે આભર્ણ શોભા ઘણીજો, કનક મરકુમ નીલ મણીજો
માનો કર કમળનો નાલજો, જાણે શભુજીનો પ્રેમ વિશાલજો મારી
માને કચુકી કુસુમ સમૂલજો મૃગ મદના બિંદુ અતિ ફૂલજો,
માને હાર પદ કડી ચરણાજો, માને કોને ન જાને વરણ્યાજો. મારી
માને પેહેરણુ ચીર પટકુલજો, જ્હા શભૂ થયા રગરોળજો,
માનો નાભિ હ્રદય ગભીરજો, ત્રિવલી થયુ તટ તીરજો મારી

માનાં પદઅંબુજ અતિ સારજો, જ્યાં નેપુરનો ઝમકારજો;
માની નખ ચંદ્રિકા સારીજો, જાણે ત્રિવિધ તાપ નિવારીજો. મારી.
મા તો અચલ તનયા ભગવતિજો, જેનો સુંદર વર કૈલાશ પતિજો;
પૂજ્યા સીમંતનિએ પ્રેમ મન આણીજો, થયાં ચદ્રાંગદની રાણીજો. મારી.
માને અગસ્ત મુનિએ ઉપાસીજો, જેથી શોષી લીધો જળ રાશીજો;
એમ અનેક ભક્તે આરાધ્યાં જો, તેમનાં મન વાંચ્છિત ફળ સાધ્યાંજો. મારી.
મારી ગિરીજાને પદ શિર નામેજો, તે ધન સુખ મંદિર પામેજો;
માનો ગરબો ગાય નરનારીજો, તેને પ્રસન્ન થાય ત્રિપુરારીજો. મારી.
જે કો નિર્મળ ચિત્તે ગાયજો, તે ભવ પદ નિકટે જાયજો;
જેનો પાર ન પામે શ્રુતિ અગજો, તેનો શિવાનંદ પદ ભૃંગજો. મારી.

### પદ ૧૨ મું.

માતા વેણી વિશાલે શોભતાં; તે તો ભુજંગ કેરી યુવતી રે,
માતાજી કરુણા વિલોકય નિહાળીએ રે. ટેક.
માતા ભાલે સુધારકની રેખ, તે તો કાલ ગજાંકુશ પેખ રે; મા૦
માની ભ્રુકુટી દીર્ઘ માનીએ, તે તો કોકનદ અલિ જાણીએ. મા૦
માને કરણે કુંડળ શોભતાં, તે તો વેલ કુસુમજ ફરતાં રે. મા૦
માતા પાંપેણની અતિ સુંદરતા, તે તો સૃષ્ટિ સંહારની કરતા રે. મા૦
માતા લોચન કંજ વિરામ, તે તો શંભુને વસવાનો ધામ રે. મા૦
માતા નાસિકા સુંદર ઝળકે, તે તો હારે મૌક્તિક લળકે રે. મા૦
માતા અરુણ અધર દંત સાર, કંજે કર્ણિકા કેસર ભાર રે. મા૦
માતા વદન આનંદ કદ જ્યાં, શંભુ થયા મતિ મંદ રે. મા૦
માતા કંઠ શંકર અનુમંત, તે તો શિશ કમલનું વ્રંત રે. મા૦
માતા હૃદય મંડળ સૌભાગ્ય, તે તો પૂરણ જળનું તડાગરે. મા૦
માના યુગ્મ બાહુ રસાળ, તે તો સરોવર તટ વિશાળરે. મા૦
માતા પયોધર જગતને પોષે, તે તો સરોવર સરસિજ કોષરે. મા૦
માતા ત્રિવલી ઉદર વખાણીએ, તે તો ત્રિગુણ શક્તિ પ્રમાણીએરે. મા૦
માતા ગંભીર નાભિનો કૂપ, શંભુ થયા સ્મર ભૂપરે. મા૦
માતા કટિ નિતંબને રંગ, તે તો અચલ મૃગાધિપ સંગરે. મા૦
માતા ઉરુ કદલીનો દંડ, તે તો ગિરિવર ગજની શુંડરે. મા૦
માતા સૌંદર્યની તરંગીણીરે, તે તો જંઘા યુગ તાં સરીણીરે. મા૦
માતા પદ અંબુજની રચિરતા, તે તો જોબન ભૂલોક સુરતારે. મા૦

માતા વિવિધ અમ્બર તનુ સાજે, તેણે ભુવન ચતુર્દશ લાજેરે. મા૦
માતા નવરંગ ભૂષણ અંગ, તે તો શર્દ શશિ ઉડ સંગરે. મા૦
માતા જડને બુદ્ધિની દાતા, તેનો શિવાનંદ ગુણ ગાતારે. મા૦

### પદ ૧૩ મું–રાગ મારુ.

ગિરિજા પદાંબુજરે, ભવ દુઃખ ભજનકારી;
ચર્ણોદક સુરધુનિ જેનો, અલતો મુકુટ મોરારી. ગિરિ.
વિષ્ણુ વિરચી પતિ શિરે, જે પદ તાપ નિવારી;
ઉપનિષદ જેને મુકુટ તોલાએ, રાખે ગૌરવ ભારી. ગિરિ.
અમર ભય નિવારણ કારણ, કોટી દનુજ સંહારી;
શંભૂ વધૂના ચર્ણ કમલપર, શિવાનંદ બલિહારી. ગિરિ.

### પદ ૧૪ મું–રાગ મારુ.

મંગલદાયનીરે, મગલ મા તેથે જાણું;
વિષય રસોદધિથી માયામાં ભૂલ્યો, ગિરિનંદનીમનઆણું. મંગલ.
સુમનસ ગુચ્છા કુંતલ ચળકે, ધન મધ્ય ચંચલ ચટકે;
ખંડ નિશાપતિ ભાલે બિરાજિત, રાશિ હીરક જલકે. મંગલ.
મણિધર ખચિત દામિની સોહે, રુચિપૂર સોહે;
વદન કમલ મકરંદનો લોભી, શંકર મધુકર મોહે. મંગલ.
શ્રવણે કુંડલ અલિ રવિ લોચન, ભગવતિ ગિરિજા ભાસે;
નેપુર ઘુઘરુ વસન પદાંબુજ, ભમર શિવાનદ આશે. મંગલ.

### પદ ૧૫ મું–રાગ કેદારો.

મન મોહ્યુંરે, સુંદર મહાકાળી. ટેક.
સેવા કીધા વિના સુખ નહીં ઉપજે, મુખ દીઠે અઘ ખોયુંરે; સુંદર.
પાર ન પામે બ્રહ્માદિક સુર મુની, કોપે અસુરશું જોયુંરે; સુંદર.
ત્રિશૂલ શંખ ફરસી ને તોમર, ખડગ ખપર કર સોહ્યુંરે; સુંદર.
શિવાનંદ સેવક કરે વિનતી, ચર્ણ વિષે ચિત્ત મોહ્યુંરે; સુંદર.

### પદ ૧૬ મું–રાગ ગરબાની ચાલ.

હનિહારે, ગિરિજાદેવીને સેવતાંરે, પામતાં નિધિ નહિ વાર;
ગૌરી ગુણ અશેષ છેરે, જ્યાં શેષ ન પામે પાર. ગિરિ.
કોટિ સુધાકર શીતલરે, અંબા નિર્મળ રૂપ પ્રકાશ;
ભવના તાપ સમાવતીરે, અંબા પૂરતિ મનની આશ. ગિરિ.

